# શ્રી શુકરંભા આખ્યાન

અથવા

# બ્રહ્મચર્ય વિજય


રચનાર

રાવસાહેબ પુરૂષોત્તમ જોગીભાઇ ભટ્ટ બી. એ, એલ. એલ. બી.

નાયબ દિવાન અને ચીફ રેવેન્યુ ઑફિસર ખંભાત, એક્ટિંગ દિવાન, ખંભાત (આસરે નવ માસ), નિવૃત્ત એક્ટિંગ હુઝુર ડેપ્યુટી કલેક્ટર પાછળથી હુઝુર મામલતદાર, અને સિટિ ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ, ભરુચ. વડોદરા કોલેજના ફેલો. (૧૯૦૦)


પંડિત જગન્નાથ વિરચિત ભામિની વિલાસના સમશ્લોકી ભાષાંતર કર્તા, મયૂરધ્વજ આખ્યાન, ભીમચાતુર્ય, કાવ્યગંગા વિદ્યાર્થી વિલાસ, સુંદરી વિલાસ, વિવિધ વિલાસ, વેદ માધુર્ય અથવા રુદ્રાધ્યાયીના ગદ્યપદ્યાત્મક અનુવાદ, પૂર્વજ કવીશ્વર ભવાનીશંકર મોટાભાઈ વિરચિત ગુપ્તેશ્વર સ્તોત્રનો અનુવાદ વિ. ના કર્તા બિ. વિ.


કાચુ પૂઠું રૂ. ૦-૧૨-૦

પાકું પૂઠું રૂ. ૧-૪-૦

પ્રકાશક
રાવસાહેબ પુરુષોત્તમ નેણશીભાઈ ભટ્ટ
નિવાસ પારેખફળિયા—રાંદેર,
હાલ ખંભાત



આવૃત્તિ પહેલી
સંવત ૧૯૯૨

પ્રત ૧૦૦૦
સને ૧૯૩૬






મુદ્રક
મણિલાલ પુ૦ મિસ્ત્રી, બી. એ.
આદિત્ય મુદ્રણાલય : રાયખડ
અમદાવાદ



હિઝ હાઇનેસ નજમુદ્દોલા, મુમતાઝ-ઉલ-મુલ્ક, મોમીનખાન બહાદુર
દિલાવરજંગ નવાબ મિરઝાં હુસેનયાવરખાન બહાદુર
ખભાત

આદિત્ય મુદ્રણાલય • અમદાવાદ

# અર્પણ

નેકનામદાર હિઝ હાઈનેસ નઝમુદ્દૌલા, મુમતાઝ-ઉલ-મુલ્ક,
મોમીનખાન બહાદૂર, દિલાવરજંગ નવાબસાહેબ મિરઝાં હુસેન
યાવરખાનસાહેબ બહાદૂરનાં

## ચરણકમલમાં

[ શાર્દૂલવિક્રીડિત છંદ ]

ખીલી રમ્ય વસંત યૌવન તણા સર્વાંગ ભાવો ભર્યા,
સંભારો સુવિલાસના, નૃપતિને હોયે કશીરે મણા!
તોપિ સંયમના બલે વ્યસન કો, સ્પર્શી ન જેને શકે,
મૂર્તિમન્ત બન્યો દિસે વિજય આ, જે બ્રહ્મચારી વિષે. ૧

પ્રસ્થાને નિજ પૂજ્યધામ પ્રથમે, જાતા મદા દર્શને,
ધારી ગ્રંથ પવિત્ર ચુંબન કરી, વધ્યા વિનાના પળે;
જેની ધર્મ વિષે અગાઢ દૃઢ છે, શ્રદ્ધા પ્રીતિ શી મહા!
જે ભૂલે ન નિમાજના સમયને શી ઈશની છે કૃપા! ૨

જે ઇચ્છે દિનરાત કેમ કરવું, સ્વીય પ્રજાનું ભલુ,
દીનોને દઈ ને જ પર્વશીં સદા, આશિષ લેતા બહુ;
એવા સદ્‌ગુણ છે અનેક ભરિયા ભૂપાલમા તેહના,
અર્પું લગ્નપ્રસંગ માંહિ ચરણે, મારી કૃતિ અલ્પ આ. ૩

લિ.
આપ નામદારનો સદાનો આજ્ઞાધીન
નમ્રસેવક
પુરુષોત્તમ જોગીભાઇ ભટ્ટ

માંગલિક લગ્નદિવસ
તા. ૪-૧-૩૬
નઝર કરણાર દિવસ
તા. ૧૦-૧-૩૬

નેકનામદાર નવાબસાહેબ બહાદૂરના શુભલગ્નના દિવસે પ્રાર્થના કરવા મળેલી સભામાં ગવાએલુ મંગલાચરણ

## શ્રી મંગલાષ્ટક

**[ શાર્દૂલવિક્રીડિત છંદ ]**

પ્હેલી પૃથ્વી પ્રદક્ષિણા કરી શકે, તે સિદ્ધિ બુદ્ધિ વરે,
ઉડયા સદ્ય કુમાર, ને ગણપતિ, ધીમા પદો ધારીને,
સંતોષ્યાં જનની પિતા ફરી વળી, વદી સ્ત્રિરત્નો વર્યા,
નિર્વિઘ્ને નૃપ રાણી લગ્ન કરજો, હેરમ્બ આજે પૂરા. ૧

યાવરખાન નવાબ સાથ સફિઆ, સુલ્તાન બેગમ તણા,
આજે લગ્ન સુમાંગલિક, નગરે, થાએછ લાહોરમા,
તેથી હર્ષી સઉ પ્રજાજન અહિં, વિશ્વેશને પ્રાર્થતા,
રાખો ક્ષેમ સદા સુખી યુગલને, ને આશિષો અર્પતાં. ૨

વિશ્વાબા રૂપ જે વિલાસતી મહા, શક્તિ અહિં સૃષ્ટિમાં,
સર્વેનું કરતી સુમગલ બહુ, જે ઇશની ઇષ્ટિદા;
જે છે એક મહેશ સ્વાર્પણ જગત્, ઔદાર્ય વિસ્તારતો,
તે આજે મહિપી મહીપતિ તણાં, સૌ મગલો સાધજો. ૩

વૃષ્ટિ પુષ્પની વેલી રમ્ય કરજો, વૃક્ષો ફળો અર્પજો,
ગાનો પક્ષી રુડા મધુર કરજો, નૃત્યો મયૂરો કરો;
વાયુ લ્હેરો પ્રસારજો પરિમલો, આનંદજો સૌ દિશા,
રાજા રાણી તણા સુલગ્ન સમયે, હર્ષો સઉ સૃષ્ટિ આ. ૪

જેવો પ્રેમ સરોજિની સુરજનો, કુમુદ ને ચંદ્રનો,
જેવો પ્રેમ લતા તરુવર તણો, સ્રોતસ્વિની અબ્ધિનો;
જેવો પ્રેમ રમા રમેશ ગિરિજા, શંભુ શચી ઇન્દ્રનો,
તેવો પ્રેમ નવીન યુગ્મ મહિં આ, ધાડો રુડો જામજો. ૫

વ્હાલાં રાજ્ઞી બનો પ્રજાજન તણાં, સન્મિત્ર આ વિશ્વનાં,
મોટાં કાર્ય કરો મનુષ્ય હિતનાં, દુઃખો હરો દીનનાં;
એના આદરમાં નરેંદ્ર ધરજો, સંપત્તિ સર્વે નિજ,
રહેજો વાણી વિચાર દિલ સરખાં, આનંદમાં યુગલ. ૬

જ્યાં જ્યાં હોય નિવાસ આ યુગલનો, ત્યાં સૌ સુખો સંચરો,
જ્યાં જ્યાં મંડળમાં ફરે હરખના, ત્યાં ત્યાં ફુઆરા ઉડો;
ઉગો રમ્ય ઉષા પ્રતિદિન નવા, આનંદને વિસ્તરો,
જ્યાં જ્યાં દંપતી વિચરે નવનવી, જ્યોતિ ત્યહિં પાથરો. ૭

પુત્રો પૌત્રથી એષ્ઠતા તમ હજો, આયુ હજો દીર્ઘ ને,
વેલો વંશ તણો વિશાળ વધજો, હો વૃદ્ધિ ધાન્યે ધને;
વિદ્યા સદ્‌ગુણના પ્રભાવ તમમાં, ઉત્કર્ષને પામજો,
સર્વે સ્વીય પ્રજા તણાં દિલ જિતી, આનંદમાં રાચજો. ૮

ખંભાત
તા. ૪-૧-૧૯૩૬

નિવેદક
**પુરુષોત્તમ જોગીભાઇ ભટ્ટ**



રાવસાહેબ પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ

નાયબદિવાન . ખંભાત

આદિત્ય મુદ્રણાલય • અમદાવાદ

# પરિચય

**શ્રુતિમાં** પરમાત્માને રસરૂપ કહ્યા છે. **रसो वै सः।** સાહિત્યકારોએ કાવ્યની વ્યાખ્યા રસાત્મક વાક્ય તે કાવ્ય એવી કરી છે. આ વ્યાખ્યા પ્રમાણે જે વાક્યનો આત્મા રસરૂપ—પ્રભુરૂપ હોય તેજ કાવ્ય કરી શકે છે. આથી એમ લાગશે કે પ્રભુ જે વાક્યનો વિષય નહોય તેને કાવ્ય કહી શકાશે નહિ. તત્ત્વજ્ઞાનની ભાષામાં અનિર્વચનીય, બુદ્ધિ મન વાણીનો અગોચર એવો પ્રભુ, કાવ્યનો વિષય થઈ શકતો નથી. આ એક વિરોધાભાસ જેવું લાગે છે. બુદ્ધિથી પર એવા પ્રભુને ઓળખવાને આપણી પાસે બુદ્ધિનું જ એક સાધન છે. તેમ વાણીથી અવર્ણ્ય એવા પ્રભુને વર્ણવવાને આપણી પાસે વાણીનું જ એક સાધન છે. આ રીતે પ્રભુનાં નિર્ગુણ સ્વરૂપનું વર્ણન કાવ્યોમાં થએલુ છે. પ્રભુનુ સ્વરૂપ અવર્ણનીય છે એમ વાણી દ્વારા જ કહેવાય છે. પ્રભુ બુદ્ધિથી પર છે એ જ્ઞાન પણ બુદ્ધિ દ્વારા જ થઈ શકે છે. પ્રભુનું વિરાટ્‌રૂપે સગુણ સ્વરૂપ પ્રકટ છે, જ્યારે નિર્ગુણ સ્વરૂપ અપ્રકટ છે. પ્રકટ સ્વરૂપ વાણીનો વિષય સારી રીતે થઈ શકે છે; જો કે વાણી આ સ્વરૂપના પણ અંશ માત્રને જ સ્પર્શી શકે છે. પરમાત્માનાં અપ્રકટ તેમજ પ્રકટ સ્વરૂપનું વર્ણન અખિલ સૃષ્ટિના સૃજનાર બ્રહ્માએ આદ્ય કવિ તરીકે વેદના મન્ત્રોથી કર્યું છે. અખિલ સૃષ્ટિ એ બ્રહ્માના ગાનરૂપ—કાવ્યરૂપ છે. જડ ભાસતી વસ્તુઓમા ધ્વનિ પ્રાધાન્ય છે અપ્રકટ અર્થવાળાં ધ્વનિ કાવ્યને ઉત્તમ કાવ્ય સાહિત્ય-કારો માને છે. પ્રકટ અર્થવાળાં, પ્રસાદ ગુણવાળાં કાવ્ય પ્રાણીઓમાં પ્રાધાન્ય ભોગવે છે. આર્ય સસ્કૃતિમાં, પ્રથમ મન્ત્ર-કાવ્યના દ્રષ્ટાઓ ઋષિઓ થયા. જૈન, બૌદ્ધ, ખ્રીસ્ત, મુસ્લીમ, પારસી સંસ્કૃતિઓમાં, તેઓ પયગબર મનાયા. જેમ જેમ સૃષ્ટિનો, મનુષ્યનાં વિજ્ઞાનનો, વિકાસ થતો ગયો, તેમ તેમ કાવ્યનો પ્રદેશ વિસ્તૃત થતો ગયો. કુદરતી સાદુ જીવન હતું, ત્યાં સુધી કાવ્યની વસ્તુઓ મુખ્યત્વે દિવ્ય

સત્વો હતાં. જેમ જેમ જીવન વિવિધતાવાળું થયું, તેમ તેમ દિવ્ય સત્વો સાથે ઉત્તમ કોટિનાં મનુષ્યો કાવ્યનો વિષય બન્યાં. જેમ મન્ત્રોમાંના તત્ત્વજ્ઞાનમય પ્રથમ સ્ફુરણો ઉપનિષદ્‌માં સંકલનામાં જોડાયાં, અને શાસ્ત્રોમાં સલક્ષણાં થયાં, તેમ પ્રથમના ધ્વનિઓ, ગાંધર્વ વેદમાં, સંગીત શાસ્ત્રમાં સુબદ્ધ થયા, અને કાવ્યમય સ્ફુરણો વ્યાકરણ તથા કાવ્ય શાસ્ત્ર દ્વારા નિયમબદ્ધ થયાં. નિયમબદ્ધ થતાં થતાં અપૂર્વ સ્વાભાવિક દિવ્ય ચમત્કૃતિ રહિત બની, પાછળના સમયમાં કૃત્રિમ ચમત્કૃતિવાળા થતાં ગયાં. કૃત્રિમતાનો પ્રભાવ અમુક સમય એટલો બધો પ્રસર્યો, કે કાવ્ય દૃષ્ટાઓ થવાને બદલે, કાવ્યના પ્રદેશમાં સર્કસમાં થાય છે, તેવા ખેલ કરનારા ઉત્પન્ન થયા. કાદંબરી, માઘ કાવ્યમાંના કેટલાક પદ્યો એ કૃત્રિમતાના ઉત્તમોત્તમ નમૂનાઓ છે. એ ચમત્કૃતિ નથી ઉપજાવતાં, આનંદ નથી આપતાં, એમ તો કોઈ કહી શકે તેમ નથી; પરંતુ ઉત્તમ ચારિત્ર્યવાળાં મનુષ્યની કૃતિઓ સાથે, કસરતબાજના ખેલો સરખામણીમાં જેવા ભાસે, તેવા એ ભાસે છે. કાવ્ય જે ભાવાત્મક હોવાં જોઈએ, તે ભાવરૂપ આત્મા, આવાં કાવ્યમા તેમની બહારની કૃત્રિમતામાં આચ્છાદિત થઈ જાય છે. પંડિત બાણે એવો પ્રયત્ન કર્યો, કે જાણે બીજા કોઈને ખડિયામા કલમ બોળવાની રહે જ નહિ. તેથી જ કહેવાયું કે बाणोच्छिष्टं जगत्सर्वम्। काव्येषु माघम्। કાવ્યોમાં માઘ શ્રેષ્ઠ ગણાયું; પણ कवि कालिदासः કવિઓમાં કાલિદાસ શ્રેષ્ઠ પદને પામ્યા; એ એમના અકૃત્રિમ કાવ્ય નાટકોને લીધે. આ સામર્થ્ય જેમનામાં અલ્પ, તેમણે અલંકારોથી કાવ્યોને દીપાવવા પ્રયત્ન કર્યો. પરંતુ સહજ સૌંદર્યવતી સ્ત્રી આગળ, જેમ અલંકારથી લાદેલી સૌંદર્યવતી કે સૌંદર્યરહિત સ્ત્રી દેખાય તેવાં એ અલંકારથી ભરેલાં કાવ્યો સહજ ઊર્મિવાળાં કાવ્યોની સરખામણીમાં દેખાય છે. આ પ્રકારની કૃત્રિમ પદ્ધતિએ, પ્રાચીન સમયમાં, નવલકથાનાં, જીવન ચરિતનાં સાહિત્યની પ્રગતિમાં કેટલોક અવરોધ કર્યો. આર્ય પંડિતો આવાં કાવ્ય રચવામાં ગુંથાયા, એટલે

તેમણે સરળ ભાવભર્યાં કાવ્યો રચવાની ઉપેક્ષા કરી. એમાંએ અપવાદરૂપ ભવભૂતિ જેવા કેટલાક કવિઓ ઉત્પન્ન થયા છે. કેટલાકે ઉઘાડા શૃંગારવાળા પ્રબંધો રચી, જનસમાજની રુચિમાં ગ્રામ્યતા આણી, અને ભાવી ભવાઈઓના મૂળ નાખ્યાં.

૨. સર્કસના ખેલ સર્વથી થાય નહિ, કાદંબરી સર્વથી લખાય નહિ, માટે એવા ખેલ જે ન કરી શકે, તેણે સામાન્ય અપ્રસિદ્ધ જીવન, વાણી પ્રદેશમાં સુખ પ્રદર્શન નહિ કરતા ગાળવું, એવી વસ્તુસ્થિતિ થઇ હતી આવાં કૃત્રિમ કાવ્યોએ સાહિત્યની ઉન્નતિમા ઘણો ઘણો અવરોધ કર્યો છે, અને હજુ કરશે. હજુ પણ એવા કૃત્રિમ કાવ્યો પરત્વે જનસમાજમાં પક્ષપાત હોય છે, અને તેમને આશ્ચર્ય ચકિત બની જનસમાજ નીહાળે છે. કસરતબાજની ગુલાટો સશક્ત શરીરવાળા જનોની પણ શક્તિ બહાર હોય છે, તેમ કૃત્રિમ કાવ્યમાનો અર્થબોધ, કંઇક સ્થળે સંસ્કારી જનોની પણ શક્તિ બહાર હોય છે.

૩. મે પણ કાવ્યપ્રદેશમાં આ ખેલના અલ્પ નમૂનાઓ મૂક્યા છે, પણ એકદરે મને જણાયુ છે, કે આવી કૃત્રિમતા રહિત જે કાવ્ય હોય, તે જ ઉત્તમ કાવ્ય ગણાવા યોગ્ય છે, અને તે જ જનસમાજને વિશેપ ઉપકારી છે. શાકુંતલ, ઉત્તરરામ ચરિત, રઘુવંશ વિ. નાટકો તથા કાવ્યો અકૃત્રિમતાના ઉત્તમ નમૂનાઓ છે. આ કાવ્ય નાટકોની ઉત્પત્તિ સમયે પણ કૃત્રિમતાનો યુગ બેસી ગયો હતો, તેથી એ સમયમાં તેમજ ત્યારપછી લખાએલા કાવ્યો કૃત્રિમતાના સ્પર્શથી છેક રહિત નથી. પ્રભુના ગુણાનુવાદનાં કાવ્યો યોગ્ય પુરુષ દ્વારા ઊપજે છે, અને તેમાં કાવ્યના અધિક ગુણ હોવાથી ઉત્તમોત્તમ ગણાય છે. તેમાં પ્રેમ, દયાળુતા, વીરતા, ક્ષમા, ઔદાર્ય, અલૌકિકતા, ભવ્યતા વિ. ભાવો પ્રાધાન્યપણું ભોગવે છે. વેદમન્ત્રો, રામાયણ, ભાગવત વિ. પુરાણો એ પ્રકારનાં કાવ્યો છે. રામ અને કૃષ્ણનુ રામાયણ તથા ભાગવતમા, પ્રભુના અવતાર તરીકેનું વર્ણન હોવાથી તેમનો પ્રભુ સાથે તાદાત્મ્ય ભાવ થયેલો છે, એટલે એ પ્રભુના ગુણગાન હોય તેવા જ ભાસે

છે. અંગ્રેજીમાં બાઈબલનાં સામ ( Psalm ગીત ), પેરેડાઈઝ લૅાસ્ટ ( Paradise Lost ) વિ. પણ આ પ્રકારનાં કાવ્ય છે. ઉદાત્ત ચરિત મનુષ્યો સંબંધી કાવ્યો ઉત્તમ ગણાય છે, કારણ કે તે જનસમાજને ઉત્તમ આદર્શ પૂરા પાડે છે. મહાભારતમાં ઉભય અંશો છે. રઘુવંશાદિ કાવ્યો, શેક્સ્પીયરનાં નાટકો, આ દ્વિતીય પ્રકારનાં છે.

૪ સામાન્ય જનસમાજનાં ચિત્ર દોરતાં કાવ્યો, આખ્યાનો, ઉપરનાથી ઉતરતી પંક્તિનાં છે. તેનો યોજનાર કુશળ હોય, તો તેને ઉત્તમ બનાવી શકે છે, અને જનસમાજની ઉત્કૃષ્ટતા તથા નિર્બળતાનાં ચિત્રો દોરી, તેમાંથી ઉન્નતિના માર્ગોનું સૂચન કરી શકે છે. જન-સમાજની, તથા તેના કાર્યપ્રદેશની વિવિધતાને લીધે, અસંખ્ય વાર્તાઓ, કવિતાઓ ઉત્પન્ન થાય છે, ક્ષણિક આનંદ આપે છે, અને તેનું કાર્ય કરી, અન્યને સ્થાન આપવા બાજુ ખસે છે. એમાંથી જેની યોગ્યતા વિશેષ હોય તે ચિરસ્થાયી બને છે. સાહિત્યના ક્ષેત્રમાં પ્રતિવર્ષ ઉપજતા રોપાઓમાં કેટલાક હાનિકર પણ હોય છે, તે હાનિ ઉપજાવી કૃતકૃત્ય થાય છે. જનસમાજને હમેશનાં ઉપયોગી થઈ પડે તેવાં કાવ્યો વિરલ હોય છે. જ્યારે સંસ્કૃત કાવ્યો સમજી શકે તેવો સમાજ ઓછો થઈ ગયો, અને પ્રાકૃત ભાષાઓ વિશેષ પ્રચલિત થઈ, ત્યારે આપણા આદ્ય કવિઓએ લોકપ્રિય લલિત કાવ્યો તથા આખ્યાનો રચી, જનસમાજને સુસંસ્કારી રાખવાનું કામ કર્યું. તેમના સરલ અકૃત્રિમ કાવ્યો એટલાં લોકપ્રિય થયાં, કે લોકોની રગેરગમાં તે ઊતરી પડ્યાં, અને સમાજ તેનો આનંદ પ્રતિદિન ભોગવે છે.

૫ યુનિવર્સિટિનાં શિક્ષણ સાથે, સંસ્કૃત સાહિત્યનુ શિક્ષણ પ્રચલિત થયુ, અને સસ્કૃત કાવ્યની કૃત્રિમતા ગુજરાતી આધુનિક કાવ્યમાં પ્રવેશવા પામી. આંગ્લ સાહિત્યનાં અકૃત્રિમ કાવ્યોના અનુકરણો થયાં, પણ તે પરદેશી સસ્કૃતિવાળાં હોવાથી, લોકોમાં બહુ પ્રચાર પામી શક્યાં નહિ પંડિતમન્ય કાવ્યો ગુજરાતીમાં રચવાથી તે શિષ્ટ લોકના આદરને પાત્ર થયાં, પણ બહુ પ્રચલિત થઈ શક્યાં નહિ. હજુ

પણ પ્રાચીન કવિનાં કાવ્યો લોકોમાં વિશેષ પ્રચલિત છે, અને તેમની રુચિને સતોષે છે.

૬ આ આખ્યાનનું વહન પ્રાચીન સરળ પદ્ધતિમાં છે; જો કે એ સપૂર્ણ છંદોબદ્ધ હોત, તો શિષ્ટ જનોમાં વિશેષ માન્ય થાત; નવીન શૈલીમાં હોત, તો વિશેષ આકર્ષક થાત. પરતુ, સાધારણ જનસમાજ ગ્રહણ કરી શકે તેવું બહુ લખવાની જરૂર છે. હવે સાધારણ સમાજ પણ સંસ્કૃતિમાં, સમજશક્તિમાં, આગળ વધતો જાય છે, એટલે આધુનિક લેખકોને વિશેષ અનુકૂળતા થતી જાય છે. જનસમાજ માટે સરળ આખ્યાન લખ્યું છે એવું કહેવા કરતાં, ઈશ્વરેચ્છાએ, ઈશ્વરદત્ત શક્તિ પ્રમાણે, જે સ્વરૂપમાં આ આખ્યાનને પ્રગટવુ હશે તે સ્વરૂપમાં પ્રગટ્યું છે, એમ કહેવુ વધારે યોગ્ય છે.

૭ જેવાં મંત્રોના સૂક્તો છૂટાં છૂટાં છે, તેવાં લલિત કાવ્યો પણ છૂટાં છૂટાં રચાય છે. તેમને માટે શક્તિનો વ્યય પ્રમાણમાં અલ્પ છે; જો કે તેમાં એ એવાં મહા વાક્ય પ્રગટે, કે જે મોટા ગ્રથો પરિણામ ઉપજાવી ન શકે, તેવા માત્ર નાના વાક્યો ઉપજાવી શકે. છતા સુસબદ્ધ કાવ્ય માટે વિશેષ શક્તિની તથા શ્રમની આવશ્યક્તા છે, એ તો નિર્વિવાદ જ છે. મારી **કાવ્યગંગમાં** છૂટાં છૂટાં લલિત કાવ્યો અનેક કવિઓની શૈલીમાં રેલતાં જણાશે

૮ મેઘદૂતની શૈલી પર સ્રગ્ધરા વૃત્તમાં પ્રથમ શુકરંભા સવાદનું કાવ્ય રચવા વિચાર હતો, અને થોડાં વૃત્ત ઉપજ્યાં, પણ કવિતા પ્રવાહને છંદમાં બદ્ધ થવુ રુચ્યું નહિ; એ જુદી જુદી દેશીમાં, માત્રા મેળ છદમાં વહ્યો ગયો, તેમ તેમ તે સગ્રહી લીધો.

૯ મહાવિદ્યાલયમા ( કોલેજમાં ) મિલ્ટનનાં 'કોમસ' (Comas) નામના કાવ્યનો અભ્યાસ કર્યો હતો. 'કોમસ' માં, પવિત્રતા સિવાયનાં અન્ય સહાય વિનાની કુમારિકાને, કેટલેક અંશે મદનના પાત્રને મળતો, સ્વચ્છંદી, ભોગ વિલાસના અવતારરૂપ, તેને દેવ કહો કે દાનવ, પરંતુ તેના માતપિતા પરથી દેવ કહેવો વધારે યોગ્ય થઈ પડશે એવો

વિલાસી દેવ, અરણ્યમાં એકાંતમાં લલચાવવાને પ્રયાસ કરે છે. આ કસોટીમાંથી કુમારિકા વિજયી નીવડે છે. કુમારિકા તથા મદનનો સંવાદ અત્યત બોધપ્રદ છે, અને મિલ્ટન કવિની અપૂર્વ સર્જન શક્તિએ તેને ઉદાત્ત સ્વરૂપમાં પ્રકટ કર્યો છે.

૧૦ પશ્ચિમ પ્રદેશમાં કુમારિકા પ્રતિ પુરુષનું આક્રમણ એ કાવ્યનું વસ્તુ છે, ત્યારે પૂર્વ પ્રદેશમાં બ્રહ્મચારી, તપસ્વી પ્રતિ દેવાંગનાનુ—સ્ત્રીનું આક્રમણ એ કાવ્યનુ વસ્તુ છે; જેમકે, વિશ્વામિત્ર પ્રતિ મેનકાનું: શુક પ્રતિ રંભાનું.

૧૧ જે કાવ્યમાં વસ્તુ વિશાળ હોય, ત્યાં વાર્તારસ અસ્ખલિત વહેતો હોવાથી, તેમ જ પાત્રોની વિવિધતાનું આકર્ષણ વિશેષ હોવાથી, તે કાવ્યને જનસમાજમાં રુચિકર બનવાની વિશેષ સરળતા છે. પરંતુ જે કાવ્યમાં વાર્તાનું પ્રમાણ અલ્પ, પાત્રની વિવિધતા નહિ જેવી, તે કાવ્યને રુચિકર કરવું તેટલુ સરળ નથી. તેમાં એ બોધમય કાવ્યની લોક પ્રિયતા, તેમાંનો બોધ, કેવા રુચિકર, આકર્ષક સ્વરૂપમાં ધરવામાં આવ્યો છે, તેના પર આધાર રાખે છે. બોધમય વિસ્તૃત કાવ્ય લોકને રુચિકર કરવું કઠણ છે.

૧૨ આ કાવ્યમાં, શુકમુનિ બ્રહ્મચર્યનું ઉત્તમ આદર્શ પૂરું પાડે છે. આર્યજનોમાં આજીવન બ્રહ્મચારી તરીકે શુક મુનિ તથા ભીષ્મ પ્રાચીન સમયમાં, અને આધુનિક સમયમાં શ્રીરામકૃષ્ણ પરમહંસ ખાસ પ્રસિદ્ધ છે; અને અનાર્ય પ્રજામાં જન્મેલા હનુમાન, અદ્વિતીય બ્રહ્મચારી, તથા શ્રીરામચદ્રના સેવક તરીકે, આર્ય જનોમાં પૂજાય છે. આવા આદર્શ ચરિત પુરુષો વિરલ જ હોવા સભવે છે. આ આખ્યાનમાં શુક મુનિ બ્રહ્મચર્યનાં આદર્શનું પ્રતિપાદન કરે છે; અને આ આદર્શથી સહેજ નીચે ઉતારવા રંભા પ્રયત્ન કરે છે. રંભાને એક સ્વાભાવિક તિરસ્કૃતિપાત્ર વારાંગના તરીકે આલેખવામાં આવી નથી. એના મુખમાં મૂકેલા શબ્દોમાં એ સ્વીકાર્ય તત્ત્વ ઘણું જણાઇ આવશે. રંભાને કેવી અસામાન્ય વ્યક્તિ સાથે કામ લેવાનું છે, તે તે સારી રીતે સમજે છે,

અને તે એમની આગળ છેક અગ્રાહ્ય વિચારો મૂકતી નથી. રંભા બ્રહ્મચારીને માત્ર એક નજીકનું પગથિયું ઊતરી, ગૃહસ્થ બનવા જ લલચાવે છે, અને એમા જ એની ખાસ ખૂબી રહેલી છે. આ આખ્યાનમા બ્રહ્મચર્યનો વિજય દર્શાવેવાથી, યુવકો બ્રહ્મચારી તરીક જીવન ગાળવા આગ્રહી થઇ જશે એવો ભય નથી. શુકમુનિના અનુયાયી કોઇક જ હોવાના, જ્યારે રંભાનું અનુયાયી તો આખું જગત્ છે જ. મિલ્ટન કવિએ 'Paradise Lost'ના કાવ્યમા સેતાનનું પાત્ર છેક તિરસ્કાર ઊપજે એવું ચિતર્યુ નથી. સેતાનમાં દૃઢતા, ખત, સ્વાભિમાન વિ.ના ગુણો હોવાથી એ પાત્રને માટે સહાનુભૂતિ એક વખત ઉત્પન્ન થાય છે. પણ આ ગુણો અવળે માર્ગે યોજાએલા હોવાથી, મહાન્ દુર્ગુણોના સહાયક તરીકે પરિણામ અનિષ્ટ ઉપજાવે છે. એ કવિએ શુકરંભાના જેવા પોતાના કાવ્યનું નામ "કોમસ" મદન તરીકે આપ્યુ છે, પરતુ, ખરુ જોતા, મુખ્ય પાત્ર તેમાંની કુમારિકા છે. વખતે કુમારિકાની પવિત્રતા આગળ મૂકવા કરતાં, કવિએ પુરુષોને 'કોમસ' જેવા નહિ બનવાની આવશ્યકતા વિશેપ ગણી હશે, અને તેથી તેને પ્રાધાન્ય આપ્યુ હશે શુકરંભાના સંવાદરૂપ આખ્યાનમાં તો શુકને જ આપણે મુખ્ય પાત્ર ગણીશુ, અથવા તો ઉભયને મુખ્ય પાત્રો તરીક સ્વીકારિએ તો એ હરકત નથી. શુકમુનિ મુખ્ય પાત્ર તો એટલા માટે, કે એના જેવા બ્રહ્મચારી આપણા આર્યાવર્તમાં ઉત્પન્ન થાય, એમ આપણે ઇચ્છિએ.

૧૩ આ આખ્યાનમાં, એક ઉપાખ્યાન યોજ્યું છે, અને તે મુખ્ય આખ્યાનને ઘણે અંશે ઉપકારક છે. એમાંનો સિદ્ધાંત નીચેના શ્લોકમાં વ્યાસ મુનિએ દર્શાવ્યો છે:

**मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।**
**बलवानिन्द्रियग्रामो, विद्वांसमपिकर्षति ॥**

માતા, ભગિની કે દુહિતા સાથે એકાંતમા રહેવું નહિ; કારણકે ઇંદ્રિયો એવી બળવાન છે, કે વિદ્વાનને પણ અવળે રસ્તે દોરવે છે.

૧૨ હમણાં પાશ્ચાત્ય પ્રદેશમાં એવા વિચાર પ્રચલિત થતા જાય છે, કે સ્ત્રીપુરુષના સંસર્ગમાં, લગ્ન જેવાં કોઇપણ પ્રકારનાં નિયમનની જરૂર નથી. જેમ ક્ષુધા તૃષા નિવારવાને અન્ન જળ જ્યાંથી મળે ત્યાંથી લઇ શકાય છે, તેમ વિષયની ભૂખ જ્યાંથી ભક્ષ્ય મળી શકે ત્યાંથી નિવારવાને કાંઈ પ્રતિબંધ હોવાની જરૂર નથી. મનુષ્ય જાતિનાં માતપિતા, હવા અને આદમ નગ્ન વિહરતાં હતાં, એમ બાઈબલમાં જણાવ્યું છે. તેવું વર્તન કરનાર સમાજ જર્મનીમાં સ્થપાયો છે, અને તેનો પ્રતિબંધ કાયદાવડે કરવાની તે દેશમાં આવશ્યકતા જણાઈ છે. આદ્યસ્થિતિમાં જેને અણસુધરેલી કે જંગલી સ્થિતિ કહેવામાં આવે છે તે સ્થિતિમા, હવે આટલે વર્ષે જન સમાજને સરકી જવા દઈ શકાય નહિ. આદ્યસ્થિતિમા સ્ત્રી પુરુષના સંબંધમાં નિયમન હશે નહિ; પરતુ તે સ્થિતિમા જનસમાજનું પાછું અધઃપતન, સસ્કૃત સમાજ કદિ ઇષ્ટ ગણી શકે નહિ, કે સહન કરી શકે નહિ. હમણાંના આગળ વધતા જમાનામાં, વ્યવહારમાં સ્ત્રી પુરુષો સસર્ગમાં આવે છે, તે કાર્ય પરત્વે આવશ્યક ગણાય, અને તે નિભાવી લીધે જ છૂટકો છે. તોપણ નીતિમય જીવનની મહત્તા સમજનાર સમાજને, ઉપરના સિદ્ધાંત પ્રમાણે વર્તન રાખવું હમણાં પણ ઇષ્ટ લાગશે, અને પોતાનાં સયમ બળને નકામું કસોટી પર ચઢાવવાનું સાહસ કરવું, યોગ્ય લાગશે નહિ. ખડકની ધાર પર ચાલનારને પડવાનો ભય રહે છે. ખાસ શક્તિશાળી સંયમી મનુષ્ય સિવાય, સામાન્ય મનુષ્યને એવા ભયમાં ઉતરવું ઇષ્ટ નથી. ઉપરના શ્લોકમાં જણાવેલો પ્રાચીન સિદ્ધાંત હજુપણ મનુષ્યોને અનુસરવા યોગ્ય છે. યુવક અને યુવતીઓનાં એકત્ર શિક્ષણનો અખતરો સફળ થએલો જણાતો નથી. પરિવર્તનશીલ વિશ્વમાં હંમેશને માટે અમુક સિદ્ધાંત બધબેસતો થઇ પડશે એમ કહેવું વધારે પડતું ગણાય, તોપણ નીચે જણાવેલાં અષ્ટ પ્રકારનાં બ્રહ્મચર્યની આવશ્યકતા જે પ્રદેશના લોકોને સમજાય છે, તેમણે ઉપરનો સિદ્ધાંત લક્ષ બહાર થવા દેવો જોઇતો નથી.

"स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्य भाषणम्।
संकल्पोऽध्यवसायश्च क्रिया निष्पत्ति रेवच॥"

સ્ત્રીનું વારંવાર સ્મરણ કરવું, તેના સંબંધી વાત કરવી, તેની સાથે રમતગમત કરવી, તેના તરફ સ્પૃહાથી નિહાળવું, તેની સાથે એકાંતમા વાર્તાલાપ કરવો, તેના સંબધી વારવાર વિચાર કરવા, તેની સાથે વધારે પડતા વ્યવહારમાં ઉતરવું, તથા તેની સાથે રતિ વિલાસ માણવો એ આઠ રીતે બ્રહ્મચર્યનો ભગ થાય છે, માટે બ્રહ્મચર્ય પાલન કરનાર, બ્રહ્મચર્યનાં વ્રતની પરિપૂર્ણતા સાધવા ઇચ્છનાર બ્રહ્મચારીએ આ આઠ પ્રકારનાં વર્તનથી દૂર રહેતું જોઈએ. ગૃહસ્થ બ્રહ્મચારીને પરકીય સ્ત્રીના વિષયમા, ઉપરોક્ત આચરણ ગૃહસ્થ જીવનનાં સંયમ ઉપરાંત વર્જ્ય ગણવું જોઈએ."

૧૫. બ્રહ્મચર્યનો રૂઢ અર્થ સ્ત્રી સબધી ઉપભોગથી દૂર રહેવું એવો થઈ રહ્યો છે. બ્રહ્મચર્યને વિશાળ અર્થમાં યોજી, સર્વ ઇંદ્રિય દમનનો એમાં સમાવેશ કરવામાં આવે છે, અને સર્વ ઇંદ્રિય દમન સિવાય બ્રહ્મચર્ય તેના રૂઢ અર્થમાં પાળી શકાવું મુશ્કેલ છે. બ્રહ્મચર્યનો મૂળ અર્થ તો બ્રહ્મ–વેદનો ચર્ય–અભ્યાસ, વેદનું ચર્ય–વેદને અનુસરતુ આચરણ એવો થાય છે. આર્યોએ કરેલા જીવનના ચાર વિભાગ–ચાર આશ્રમોમાં, બ્રહ્મચર્યનો પ્રથમ આશ્રમ છે; અને આ આશ્રમમાં વેદનો અભ્યાસ, વેદ વિહિત કર્મ, વેદમાંના ઉપદેશને અનુસરતું આચરણ કરવામાં આવે છે. આ સમયમાં સ્વાભાવિક રીતે સ્ત્રી સસર્ગથી દૂર રહેવાતું, કારણ કે પ્રાચીન સમયમા હાલની માફક બાળલગ્ન નહતાં, અને હાલની માફક સમાજની મધ્યમાં નહિ, પરતુ સમાજથી દૂર એકાત સ્થળમાં ગુરુકુળોમાં વિદ્યાભ્યાસ થતો હતો; જો કે ત્યા પણ ગુરુપત્ની અને ગુરુપુત્રી તો હતા જ. આ રીતે, મૂળ અર્થ બાજુ રહી જઈ, બ્રહ્મચર્યનો અર્થ સ્ત્રી સસર્ગથી દૂર રહેવું એવો થઈ રહ્યો. જેમને આખું જીવન બ્રહ્મચર્યમાં, વેદમાં જણાવેલા પરમાત્મનાં ચિંતવનમાં ગાળવુ હોય, તેમને સ્ત્રી સસર્ગ રાખવો

પરવડે નહિ. આવા પુરુષો યોગ્ય અવસ્થાએ પહોંચતાં પુરુષો સાથે સ્ત્રીઓને પણ ઉપદેશ આપવાનું કાર્ય કરે છે. આ પ્રકારના આજીવન બ્રહ્મચારી શુક મુનિ હતા, અને તે ઈશ્વરેચ્છાથી દેવો દ્વારા યોજાતી કસોટીમાંથી, પોતાનાં સંયમ બળે અને વ્રતના નિશ્ચયથી પાર ઉતરી ગયા હતા. એમનાં જીવનનો ઉચ્ચ આદર્શ રજુ કરતું આ આખ્યાન છે, અને એમાં જન સમાજને ઉન્નત કરી શકે એવા આદર્શોનું-ઉંચા વિચારોનું ગુંથન કરવામા આવ્યું છે. કવિતા એતો એક ઉપદેશને રોચકરૂપ આપવાનું સાધન છે, માટે કવિતાના ગુણને ગૌણ ગણતાં, એમાં દર્શાવેલા વિચારોને વિવેકથી સુજ્ઞજનો જીવનમાં ઉતારી પોતાનું શ્રેય સાધશે એમ ઇચ્છી, આ ગ્રંથ પરિચયાર્થે યોજાએલી પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

ખંભાત
૪ થી જાન્યુઆરી, ૧૯૩૬

પુરુષોત્તમ જોગીભાઇ ભટ્ટ

**૧ ભામિની વિલાસ ભાષાંતર** કિં. રૂા. ૧-૦-૦

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની ઉપજ વિદ્યાર્થીઓને સ્કોલરશિપ આપવા શ્રી રાદેર ઔદીચ્ય આશ્રયફંડ અથવા સેવાસમાજને અર્પણ કરી છે. આ પુસ્તક ખરીદવાથી ઉત્તમ વાંચનના લાભ સાથે પરમાર્થનો લાભ પણ થાય છે.

(૧) મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે તેમના નં. ૫૮૦૭ તા. ૧૧ ઑગસ્ટ ૧૯૨૪ થી મુંબઇ ઇલાકામાં સેકન્ડરી માધ્યમિક શાળાઓમાં (લાઇબ્રેરી બુક તરીકે) પુસ્તકાલય માટે મંજુર કર્યું છે.

(૨) મે. એજન્ટ ટુ ધી ગવર્નર સાહેબ કાઠીઆવાડ એઓ સાહેબે તેમના નં. બી. એ પી ૨૬ તા. ૧૧ સપ્ટેંબર ૧૯૨૪થી પ્રાથમિક તથા માધ્યમિક શાળાનાં પુસ્તકાલયો માટે મંજુર કર્યું છે.

(૩) વડોદરા રાજ્યમાં ઇનામ તથા પુસ્તકાલય માટે મે વિદ્યાધિકારી સા. ના. ઠરાવ નં. ૧૦૮ સને ૧૯૧૫ થી મંજુર કર્યું છે

**૨ મયૂરધ્વજ આખ્યાન. ૩ ભીમ ચાતુર્ય** કિં. દરેકના રૂા. ૦-૪-૦

મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના નં ૧૦૯૬૬ તા. ૨૦ ડીસેમ્બર ૧૯૨૪ થી પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમા ઇનામ તથા પુસ્તકાલય માટે મંજુર થયાં છે.

**૪ ગુપ્તેશ્વર સ્તોત્ર** કિં. રૂા. ૦–૪–૦

આ એક સુંદર સસ્કૃત સ્તોત્ર છે અને શ્રી શકર પરમાત્માના ઉપાસકોને નિત્ય પ્રાતઃકાળમાં પઠન કરવા યોગ્ય છે. કાવ્યગગના રચનારના કુટુંબને કવીશ્વરના નામથી ઓળખાવનાર આશરે ૨૦૦ વર્ષ ઉપર થઇ ગયેલા ના. ગાયકવાડ સરકારે કવીશ્વર પદ્દીથી વિભૂષિત કરેલા ભટ્ટ ભવાનીશકર મોટાભાઇનું રચેલું આ સ્તોત્ર છે.

**૫ શુકરંભા આખ્યાન** અથવા **બ્રહ્મચર્ય વિજય** ૦-૧૨-૦

આ ૧૧૨૦ પક્તિના કાવ્યમાં રભા વૈભવી ગૃહસ્થ જીવનનું વર્ણન કરી શુક મુનિને મોહ પમાડવા પ્રયાસ કરે છે, અને શુક મુનિ બ્રહ્મચારી જીવનનો મહિમા વર્ણવે છે અને રભાએ પ્રસારેલી મોહજાળમાંથી વિજયી નીવડે છે. એ બન્નેનો સવાદ વાંચવાથી ઘણો આનંદ થાય તેમ છે, તેમજ તેમાં ઘણો બોધ સમાયેલો છે. એમાં વ્યાસ મુનિએ મોહિનીરૂપ ધરી જૈમિનીની પરીક્ષા કરી તેનું ઉપાખ્યાન આપેલું છે. જૈમિની જેવા ઋષિ જે પરીક્ષામાં નિષ્ફળ નીવડયા તેમાં શુક મુનિ કેવા વિજયવત થયા તેનું વર્ણન સાનંદાશ્ચર્ય પમાડે તેવું છે.

**૬ કાવ્યગંગ–વિદ્યાર્થી વિલાસ** કિં. રૂા. ૦–૧૨–૦

આ વિદ્યાર્થી તેમજ સર્વને અભ્યાસ કરવા તથા વાંચવા લાયક બોધમય કવિતાનો સગ્રહ છે.

**૭ કાવ્યગંગ સુંદરી વિલાસ** કિં. રૂ. ૦–૮–૦

બાળાઓ તથા સ્ત્રીઓને મોઢે કરી ગાવા તથા અભ્યાસ કરવા લાયક ગરબાઓ તથા કવિતાનો આ સગ્રહ છે.

**૮ કાવ્યગંગ વિવિધ વિલાસ** કિં. રૂ. ૦–૧૨–૦

આમાં વિદ્યાર્થી વિલાસ તથા સુંદરી વિલાસના ભાગો સિવાયની પ્રેમભક્તિની તથા બીજી પરચુરણ કવિતા છે. કાવ્યગગ (ત્રણે ભાગ) કિં. રૂા. ૨–૦–૦

**૯ વેદમાધુર્ય** અથવા **રુદ્રાષ્ટાધ્યાયી** ( શ્રી સયાજી સાહિત્યમાળાના અંક ૧૩૫ થી આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે.) કિ. રૂા. ૨–૮–૦ [ પાકું પુંઠું ] રુદ્રાષ્ટાધ્યાયી [ કાચું પુઠું ] કિ. રૂા. ૧–૪–૦ વેદવિચાર [કાચું પુઠું] કિ. ૦–૧૨–૦

આ શંકર પર થતા અભિષેકમાં ભણાતા યજુર્વેદના મન્ત્રોનો ગદ્યપદ્યાત્મક અનુવાદ છે. એમાં વેદ ઉપર લગભગ ૨૦૦ પાનાની પ્રસ્તાવના છે. સાક્ષરવર્ય દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાના વિદ્વત્તા ભર્યા પુરસ્કારથી આ પુસ્તક વિભૂષિત થયું છે.

આ પુસ્તકો કર્તા પાસેથી મળી શકશે. કર્તાનુ શિરનામું ' નાયબ દિવાન, ખંભાત ' એ છે.

**૧૦ પુરુષસૂક્ત અને યાજ્ઞવલ્કય** કિં. રૂા. ૦–૪–૦

આમાં રુદ્રાષ્ટાધ્યાયીના મહત્વના બીજા અધ્યાયનો અનુવાદ છે, તથા યાજ્ઞવલ્કયે શુકલ યજુર્વેદના મન્ત્રો સૂર્યનારાયણ પાસેથી કેવી રીતે મેળવ્યા તેનો સંવાદ છે.

ૐ

# શ્રી શુકરંભા આખ્યાન

## મંગલ

( છંદ સ્રગ્ધરા )

મોહે જે મેનકાના તપ થકી ચળિયા તાપસી માંહિ શ્રેષ્ઠ,
તોપિ જેણે પ્રયત્નો સુદૃઢ કરી પુનઃ મેળવ્યું પૂર્વ તેજ;

દૃષ્ટા જેઓ સ્થપાયા જગતસવિતૃના મંત્ર ગાયત્રી કેરા,
તે વિશ્વામિત્ર સૌમાં નિજબળ અરપી પ્રેરજો વિશ્વસેવા.

ૐ

# શ્રી શુકરંભા આખ્યાન

( છંદ સ્રગ્ધરા )

લેશે શું રાજ્ય મારું તપ કઠણ અતિ આદરીને મુનીશ,[1]
ચિંતાને ભીતિથી આ સુરપતિ[2] હૃદયે ખેદ જામ્યોછ તીવ્ર;
સૌંદર્યે સુંદરીઓ સકળ ભુવનમાં ઉપમા જેની પામે,
એવી રંભા સુરોનાં મન નિજ તનુ સહુ, નર્તતી[3] આલપે છે. ૧

રંગેલા[4] રાગિણીથી અમર[5] બહુ ઝૂમે તાનશું એકતાન,[6]
ઉત્કર્ષે ભાવના તે મુદિત અતિ બની હર્ષથી દેછ માન;[7]
દેવોના હૃદ્ પ્રદેશો ઉપર વિજયી આ દૃષ્ટિ વિલાસ સેના,[8]
સ્વચ્છંદે લૂટી કંઠે વિબુધ મનરૂપી ધારતી રત્ન માળા.[9] ૨

જીત્યા દેવાંગનાએ સુરગણ[10] તદપિ ના ચળ્યો રાય[11] લેશ,
ચાકી કરતા પ્રહારો કંઇક નયનના નાંખતાં મોહ પાશ.

(૧) ઋષિઓમા શ્રેષ્ઠ એવા શુક મુનિ (૨) ઇંદ્ર (૩) રભા પોતાના શરીરના અવયવોને નચવે છે તેની સાથે દેવોના મનને પણ નચવી મૂકે છે. (૪) રભા રાગિણી ગાય છે તેની અસરથી (૫) દેવો (૬) આલાપમા એક ચિત્ત બની જાય છે (૭) સગીતના વિષયનો ભાવ ખરેખરો જામે છે ત્યારે આનદ પામી રભાને શાબાસી આપે છે. (૮) દેવોનાં હૃદય ઉપર વિજય મેળવનાર રભાનાં નેત્રના વિલાસ રૂપી સૈન્ય (૯) દેવોના આરક્ત મન રૂપી રત્નની લટ કરી તેમના મન રૂપી રત્નની વિજય માળા કઠે ધારણ કરે છે.
(૧૦) દેવોનો સમૂહ (૧૧) ઇંદ્ર

કીધી તેણે કળાઓ વળી વિવિધ મહા સુસ્વરે મંત્ર ગાયા,
તોપિ સરદાર[1] ઉપર અસર કરી શકી નૃત્યથી તે કશી ના. ૩

આવેશે ઠારી દૃષ્ટિ ક્ષણ મુજ રસિઓ ઇંદ્ર પાછો ઢળે છે,
શક્તિ વાહ્ બોલવાની રહી નથી દીસતી કૈંક ઉંડા વિચારે;
દેખું એનું ઉદાસી વદન કંઇ નવા દુઃખ ગ્રાહે ગ્રસેલું,
પૂછે એવું વિચારી શચી પતિ[2] સમીપે શીષ રાખી નમેલું. ૪

માથે રક્ષા કરંતું હરિહર વિધિની[3] છે કૃપા રૂપી છત્ર,
ને આ દેવો પ્રતાપી અરિકુળ[4] જીતવે સર્વથા છે સમર્થ;
લોભી જો સ્વર્ગનો કો તપ કરી પીડતો હોય તો, નમ્રદાસી,
છે આજ્ઞા વાટ જોતી સુર ઇશ[5]! ચળવા તો પછી શેં ઉદાસી. ૫

દુષ્કાળે ભાનુ[6] તાપે પીડિત ભૂમિ સમા ઇંદ્રના હૃદ્[7] પ્રદેશે,
વૃષ્ટિ વામા[8] મુખેથી પ્રિય વચન સુધાની[9] ઝીલી શાંતિ પામે;
બેઠો સીધો થઇને નવીન કંઇક ઉત્સાહ આવ્યો શરીરે,
કીધા વિદાય દેવો નિજદુખ કથવા ગુપ્ત આ સુંદરીને. ૬

રામા છે ધન્ય તુંને સુર નહિ જીતવા જે અરિ[10] શક્તિવાન,
આશા છે મુજની તું, સુરતટિની[11] તીરે તાપસી છે મહાન,
ડોલાવ્યું સ્વર્ગ તેણે, તપ કરી હમણા ઇષ્ટની પાસ તે તો,
લેશે આ રાજ્ય માગી,[12] તુજ મુજ રહેશે વૈભવોનાં જ સ્વપ્નો. ૭

(૧) (૨) ઈંદ્ર (૩) વિષ્ણુ શિવ ને બ્રહ્માની (૪) શત્રુના સમૂહ (૫) ઇંદ્ર (૬) સૂર્ય (૭) હૃદય (૮) સુંદર સ્ત્રી–રંભા (૯) મનગમતાં વાક્ય રૂપી અમૃતની (૧૦) શત્રુ (૧૧) ગંગા (૧૨) શુક મુનિ તપના ફળ તરીકે ઇંદ્રનું રાજ્ય માંગી લેશે, એટલે મારું સુખ જશે અને તારું પણ જશે.

[ રાગ લાવણી ]

આ સુણી સુંદરી વાક્ય સુરપતિ[૧] કેરાં,
મદ વહેછ ધન સૌદર્ય નયનથી જેના;
દેવેશ[૨]ને લટકે લલિત વાણી મોહતી,
વદે પ્રભાવ ચમત્કારાથી સાક્ષ[૩] પૂરવંતી.

છે હિસાબ એ શુક દુર્બળનો શો મુજને,
મુજ સરખી દાસીએ કંઈક રમાડ્યા મુનિને;
તમ ચિંતા જોઈ અધિક, કામ હું જાતે,
જઈને કરીં આવું જુઓ સુઓ નિરાંતે.

શત્રુને જીતતા શૂર શસ્ત્ર ઘા સહતા,
સ્ત્રી એક કટાક્ષે હારી પલ્લવે પડતા;
જે વીરથી ભય ભાગી[૪] ન સમીપ જઈ શકતો,
તે અમ દૃષ્ટિ પથમાં પડતાં થરથરતો.[૫]

કોણ તાપસો બીજો વિશ્વામિત્ર સરીખો,
મેનકાએ દેખાડ્યુ બાળ, ચક્ષુ કર દીધો.[૬]
એના[૭] દાદા દુર્ગંધી માછણે મોહ્યા,
મુજ સરખી સુગંધી સુંઘે ભાગ્ય હોય ધોયાં.

(૧)-(૨) ઇંદ્ર. (૩) પોતાની શક્તિના ચમત્કાર ઇંદ્રને દેખાડી તેમની પાસે સાક્ષી પૂરાવે છે કે રંભાને શુકમુનિને મોહ પમાડી તપથી ચ્યુત કરવા એનો કાઈ હિસાબ નથી. (૪) નાસી જઇ (૫) હમારી નજરે પડે, હમને જોઇ કાપી ઉઠે છે. (૬) બાળક અવતર્યું ત્યાં સુધી તપ ભણનું ભાન થયું નહિ. આ ચિત્ર પ્રસિદ્ધ છે. (૭) શુકના દાદા-પરાશરમુનિ.

એને હું આણું મુજ પાછળ અટવાતો,
મુજને કરતો જુંહાર મુંજ જશ ગાતો;
એ નિરખી હમારો ખેલ હર્ષે નવ માશે,
કોણ, દેવ પરીક્ષે, મનુજ[1]! સહજ પછડાશે.

એમ કહી અપ્સરા રાણી સરી સ્વર્ગેથી,
ચંદ્રિકા ઝાંખી લજવાઈ રસિક તેજેથી.
વળી વસુંધરા પર નિરખ્યું યદા વામાએ,
સઉ યુગલ હૃદય અનુરાગ ભર્યાં ઉભરાયે.

[2]સરિતા જોઈ સૌંદર્ય નીચું મુખ વહેતી,
ફાલી[3] વનદેવી સ્વકાય ઝાંખરું ગણતી;
વિદ્યુત[4] ચમકારો કરી મેઘ સંતાતી,
પદ્મિની[5] તળાવે પડી કંપે ગભરાતી.

હાવી આ અલૌકિક રસીલી રસા[6] પર આવી,
સઉને કરતી રસબોળ સ્નેહ છલકાવી;
લાવી છે સાથે સૈન્ય **મદનનું**[7] ભારી,
ડેરા તણુ તરુ ઘટા[8] અતિ વિસ્તારી.

(૧) દેવ જ્યાં પરીક્ષા કરવા બેસે ત્યા માણસના શા હિસાબ છે.
(૨) નદી રંભાનું સૌંદર્ય જોઈ શરમાઇ ગઇ.
(૩) ફાલેલી વનદેવીએ પોતાના શરીરને તુચ્છ ગણ્યું.
(૪) વીજળી દેવી સંતાઇ ગઇ.
(૫) કમળની લતા કાપી ઉઠી (૬) પૃથ્વી (૭) કામદેવની સેના
(૮) વૃક્ષોની ઘટારૂપી તંબુ.

કીધો છે મનહર પડાવ સચિવ[1] વસંતે,
ફર્ફરે નિશાનો ધ્વજ વેલ દ્રુમ ગગને;
કોકિલ મેના ટૌકાર, કલાપી[2] ખેલે,
થનથન કરતો તે નાચ રાગ બહુ રેલે.

શ્વાપદ[3] સૌ મસ્તીં મચી નભ પૂરે અવાજે,
દુંદુભિના ડંકા એહ ઘોષ જય ગાજે,
હરિણીની પાછળ હરિણ ઠેકડા મારે,
હાથી હાથણને દંતશૂળે ગભરાવે.

પખી યુગલો કૈં સામા સામી બોલે,
કરતાં તે કઈ કઈ ક્રીડા મસ્ત બનીં ડોલે,
શુભ્ર સારસને ચક્રવાક ન આઘાં ખસતા,
વળી ચકોર અતીંવ ચકોર ચકોરી ન ચૂકતા.

ભૂમિ પર રેલ્યો રાગ સઉજ તણાતાં,
વિસ્મય પામે જન કેમ ન મન રોકાતાં;
માનિનીંઓ મૂકે માન[4] કાંત ને ઝખે,
કામે નવ લાગે ચિત્ત, કામિની ડખે.

મૂકીં સ્વકર્મ કેરાં કામ સજ્જનો બેસે,
ગૃહિણી શું કરત વિલાસ સમય ઉવેખે,[5]
સાધુ સંયમીં તાપસીં ન મોહિની ભાળે,
તે પણ વિમાસે, ચિત્ત ચઢયું કયમ ફાળે.

૧. કામદેવના પ્રધાન.

( ૨ ) મોર ( ૩ ) વનચર પ્રાણીઓ. ( ૪ ) રીસ. ( ૫ ) ગુમાવે છે.

કરી આમ વિશ્વપર વિજય દેવ વનિતાએ,
નિજ મુકામ કરિયો જ્યાં આશ્રમ મુનિરાય.
લીલી મખમલ મેદિની[1] અંગ ઉગેલી દીસે
કોમળ પગ સ્પર્શથી[2] ધન્ય ગણી અતિ રીઝે.

[3]મંદાકિની માંહિ મોહિની વિહાર અર્થે
સખી[4] આવે સંગમ થતાં અતિશય હર્ષે;
ત્યાં તિર્થ પુનિત કરવા નિત[5] શુકમુનિ આવે,
સૌ પ્રાણી ધોયાં પાપ સ્નાનથી પળાવે.[6]

[ છંદ મનહર ]

મુનિ માર્ગ તંબુ તાણ્યા સાટીનના ઝગઝગી,
દોરી તંગ રેશમની બાંધી ખીલે હેમના;
તોરણો છે મોતી કેરાં ઝૂલ કરે ચિત્તફૂલ,
માણેક લીલમ સળી પડદા રોળાય ત્યાં.

ગાલીચો બીછાવ્યો બાગ પ્રતિબિંબસમો મહી,[7]
ઉપર જડિત રત્ન મખમલ ખુરશી;
બેસીને કરત ગાન, નર્તતી મારેછ તાન,
સખી વાદ્ય દે છ માન, ઋષિ આવે નિરખી.

નાચે ઉછાળંતી ફુલ, પડે મુનિ પગ પાસ,
હશે દેવ કન્યા કે કો રાજા કેરી કુંવરી;

(૧) પૃથ્વી (૨) રંભાના (૩) ગંગા (૪) રંભા અને ગંગા ઉભય સ્વર્ગનાં નિવાસી હોવાથી. (૫) નિત્ય. (૬) જે પ્રાણી ગંગામાં ન્હાય છે તેનાં પાપ ગંગા દૂર કરે છે. તે બધાં એકઠાં થએલાં ગંગાના તિર્થનાં પાપ શુકમુનિ રૂપી સંતપુરુષ તેમાં નાહીને દૂર કરે છે. (૭) પૃથ્વી પર

ચિત્ત લાગ્યું પ્રભુમાંય, વૃત્તિ ન સ્ખલિત થાય,
ચાલ્યા જાય માર્ગથી, વળી જુએ નહિ જરી.

રાખી સમોવડ સંગ, ત્રિકાળ ન્હાવાના ઢગ,
નિયમ મહાન[1] મુનિ સમય ન ચૂકતી;[1]
પ્રભાતે સુગાન કરે મધ્યાન્હે ચોળાવે અંગ,
જળક્રીડા કરે કાંઈ કામિની ન ભૂલતી.

નવલ કિશોરી નાવ માંહિ મ્હાલતી સંધ્યાએ,
વીણા કેરા રણકાથી ગગન ગજાવતી;
ચદ્ર મોહ્યો ચંદ્રિકા ને કરે દીધી હડસેલી,
સરિત સપાટી પડી, સભાળે શું સાહસી[2]!

અમૃત[3] સ્વરૂપ હતી, જળે રૌપ્ય બીછાત શું,
પથરાઈ ડૂબી ન સતી પતિ સંભાળતી;

નિજ કાર્ય આટોપીને મુનિવર ચાલ્યા જાય,
પદ્મિની[4] પળત પૃષ્ટ મનમાં વિમાસતી.

(૧) ત્રણે વખત મુનિ નહાવા જાય ત્યારે અચૂક જતી. (૨) નદી પર ચાદની ઝગઝગે છે તે ચદ્રે જાણે રભાથી મોહ પામી પોતાની સ્ત્રી ચાદનીને હાથેવતી હડસેલી મૂકી તેથી નદી પર પડી છે એવી કલ્પના છે. સાહસી—વગર વિચાર્યું કરનાર ચદ્રે પોતાની સ્ત્રી નદીમાં પડી તેને સંભાળી નહિ. વગર વિચાર્યું કરનાર માણસ અણચિંત્યો હડસેલો અમુક આવેશમાં મારી દે છે, પછી પરિણામ અટકાવી શકતો નથી.

(૩) ચાદની દેવની સ્ત્રી હોવાથી, તેમજ ચદ્ર અમૃતરૂપ હોવાથી તેની અર્ધાંગના પણ અમૃત સ્વરૂપ જ હોય, તેથી તે ડૂબી નહિ, અને જળપર રૂપાની પીછોડી માફક પથરાઇને પડી. ત્યાથી એ તે સતી પોતાના પતિ—ચદ્રને સંભાળતી હતી કે રખેને રભા પાછળ ભોળવાઈ જાય નહિ. (૪) રભા

દુબળી કે શ્યામ મુખ, કાજળ ભરીછ નેત્ર,
હાથે ધરી પીત્તળની પારવની ચૂડીઓ;
પગ કાળાં મટોડીના સંગે તદ્રૂપ બન્યા,
વાણી માંહિ જેની બહુ હકાર છે નાગિઓ;

આવી ને મનાવવાને, લાલચ બીચારા બહુ,
લાચાર બનત કંઈ લંપટ દેખાડતા;
જોવાથી ધ્રુજે છે માને, અડકતાં બ્હીક ધારે,
રખે હાથ અડાળે તો ભાંગી જશે હાડકાં. ૧૨૮

લાવણ્ય[1] વિલાસની આ સાર રૂપ પરી ધરે,
પરી[2] નિજ જાત મુનિરાજ કેરા પાદમાં;[3]
કરતી પ્રયાસ કંઇ પૂરા થતા નથી કોડ,
મુઝાય છે મને, ઈંદ્ર મુખ શું દેખાડવાં.

દૂરદૂર બ્હીતી ચાલે, સમીપ નહિ જવાય,
ઋષિ બાળના પ્રતાપ જાણી ગભરાય છે;
સ્વર્ગ સુખ તુચ્છ ગણું તરુણ વરે જો મને,
પીઉં ધોઇ પાય, એની અલૌકિક કાય છે.

[ રાગ લાવણી. ]

પ્રતિ સમય ઘાટપર ઘાટિલી આવે ન્હાવા,
છે સાધ્વી કેરું ડોળ છૂપે ના ચાળા; ૧૩૦
ગાતી ગીત ગોવિંદ, મીઠી કંઇ આલાપે,
વનમાળી મળી વનવાટ રાધાહૃદ[4] ચાપે.

(૧) સૌંદર્ય (૨) અર્પણ કરે છે (૩) ચરણમાં. (૪) હૃદયમાં.

વળી ભીલડી કેરો સ્વાગ ધરીને જાતે,
ગાતી સુંદર સવાદ શિવ કયમ જાચે;
કરતી કંઈ કંઈ એમ ખેલ અહો નિશ ફરતા,
મુનિ અન્ય કાર્યની માંહિ વૃત્તિ નવ ધરતા.

આશ્રમ છે અતીવ પવિત્ર રોજ તે નિરખે,
કો પશુ પક્ષીમાં ત્યાંહિ વિકાર ન ફરકે;
ભૂલી વેર સ્વભાવિક સર્વ પ્રીતિથી રહેતાં,
સઉ કરે સ્મરણ ગોવિંદ જનો સેવંતાં.

[1]વેલીઓ વધાવે પુષ્પ ઉચેથી ન સ્પર્શે,
જાણે વ્રત મુનિનું સર્વ વિશ્વ ઉદ્ધરશે;
પર્ણકૂટી દીસે રમ્ય પર્ણકૂટી જેવી,
બ્રહ્મચર્ય કરે આશ્રિત[2] અવર્ણીય એવી.

ત્યાં યુવક બ્રહ્મચારી કંઈ વિદ્યા ભણતા,
ગુરુની સેવા ને, પાઠ પૂર્ણ નિજ કરતા,
તે વન ફળ લેવા આશ્રમ બહાર જ ફરતાં,
જોઈ નારીનો ઉત્પાત વાળી મુકી પળતા.

પૂછ્યું વિદ્યાર્થી એ એક અજાણે ત્યાંહિ,
કયમ ભાગો છો નવ કલ્પુ કાંઈ ભય આંહિ.

(૧) વેલી એ સ્ત્રીજાતિ હોવાથી મુનિને અડકે તો તેમનું બ્રહ્મચર્યનું વ્રતભંગ થાય. તેઓ સમજે છે કે એમનું બ્રહ્મચર્યવ્રત બરાબર પળાશે તો તે જગતનો ઉદ્ધાર કરશે.

(૨) જે ઝુંપડીએ સાક્ષાત્ બ્રહ્મચર્યનો નિવાસ પોતામા કરાવ્યો છે.

જ્યાં વિહ્વળ કરતી નાર દૃષ્ટિ પથ આવે,
પગલું ત્યાંથી ભર જરૂર[1] શ્રેય જો ભાવે.

અબળા આગળ સંયમ બળ નવ અજમાવો,
તે છતે જશ ન પમાય જરૂર ફસાઓ;
નિગ્રહી અહિંયાં છે દ્વાણુ ચંદ્ર દાશરથી,[2]
જોયું ન પરસ્ત્રી મુખ, જનનીં[3] કૂખ ઉજળી.

જોઇ રાજકુમારી એક કદિ નહિ ભાળી,
રહ્યો અહિં કરવા શું વિહાર બાગ બનવારી,
તેને જોઇ હાસી ઉચર્યા ગુરુજી પ્રભાવે,
આશ્રમની બ્હાર વિચિત્ર પ્રકાર ભમાવે.

સ્ત્રી સમીપ ઉભા રહેવાનું સાહસ કરશે,
શુણ **જૈમિનીનું વૃત્તાંત** દુર્દશા બનશે.

[ રાગ દેશી ]

એક સમે બેઠા વ્યાસ હતા, જેણે ભારત પુરાણ રચિયાં;
વેદાર્થ ન સમજી શકે જન જે, અર્થ તે યત્નો આદરિયા.

શ્રેયના માર્ગનું જ્ઞાન કર્યું સ્હેલ, સાર શ્રુતિના ભરિયા;
ઇતિહાસમા ગુથી ઉચ્ચ ચારિત્ર્યના, આદર્શ સન્મુખ કરિયા.

કાવ્યની કલ્પના ગહન કરી, ઇશ જૂજવે રૂપ વર્ણવિયા,
જેને જેવી રુચિ તેવુ ગ્રહે, પથ્ય ભોજન વિવિધ ધરિયાં.

(૧) પોતાનું કલ્યાણ જો ગમતું હોય તો (૨) રામચંદ્ર, દશઇંદ્રિયોને સંયમમા રાખનાર રામચંદ્રજી પરસ્ત્રીનું મુખ જોતા નહિ.

(૩) માતા.

ભક્તિ અલૌકિક વર્ણી પ્રભુની, મહિમા ન પાર પમાય;
આખ્યાન ચઢતાં એકેકથી જેમાં, ઈશ યશોગાન થાય.

સગુણ વર્ણવી સાગર ભરિયા, અગાધ બોધ ઉછળતા,
સૂક્ષ્મ બુદ્ધિ માટે સૂત્ર કર્યાં, જેનાં ચિત્ત નિર્ગુણ તર્ફ વળતાં.

વિદ્વાન વાદી ખેંચાખેંચ કરતા, તતુ[1] મનસ્વી તાણે,
સત્ય વેદાંતે અનુભવી ઝઘડો, ત્યાગી ભવાંત[2] કો આણે

નીતિની નદી રેલાવી વ્યાસે, ચૂકયા પ્રસગ ન એક;
જે જન સ્નાન કરે તેમાં તો, થાય પુનિત સુખી દેહ.
શ્લોક લખે છે[3] જૈમિની પાસે, શિષ્ય મહા વિદ્વાન;
પૂર્વ મિમાંસા ન્યાય રચી પ્રેર્યા, મનુજ સત્કર્મે મહાન.

[ છંદ વસત તિલકા. ]

માતા ભગિની દુહિતા સહ ના કદાપિ,
એકાંત માંહિ મળવું કહું સત્ય ભાખી;
આ ઇંદ્રિયો સકળ છે બળવાન ભારી,
વિદ્વાનને પણ વિમાર્ગજ ખેંચનારી.

આવો શ્લોક લખાવ્યો ત્યારે, જૈમિનિ તુર્તજ વદિયા;
આવું માન્ય ન થાય જ કહુંછું, વિદ્યાનું બળ નવ કળિયા.

(૧) બારીક નવા નવા સિદ્ધાતો (૨) કોઈક સસારનો અત આણે છે.
(૩) વ્યાસે પોતાનો શિષ્ય જૈમિની જે પાસે બેસી પોતાના લખાવેલા શ્લોક લખે છે તેની પાસે નીચેનો શ્લોક લખાવ્યો.

मात्रास्वस्त्रादुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपिकर्षति ॥

આ શ્લોકમાં જૈમિનીએ विद्वांसमपि कर्षति ને બદલે विद्वांस नापकर्षति ॥ એમ લખવા વ્યાસ મુનિને કહ્યુ.

'પણ'[૧] ની જગે લખો 'નહિ' હું પુછું, આપ છો પૂર્ણ વિવેકી;
વ્યાસે કહ્યું કડતાલ[૨] મારીને, શબ્દ તું નાંખજ છેકી.

દ્વૈપાયન સમજ્યા મનમાં છે, ન કામ પ્રભાવનું ભાન;
મારી સાથે રહી કંઇક શીખ્યો છે, તેનું થયું અભિમાન.

જોઉં પરીક્ષા દિન એક એની, જોર ભણ્યાનું શું દાખે;
દિવસ વહ્યા, વાત ભૂલાઈ, ચાલે પ્રસંગ બીજા અભ્યાસે.

સંધ્યા કરે છે સાયંકાળની, જૈમિની આશ્રમ માંહે,
દિન મણિ[૩] તેજ–વસુ હીણુ દીસે, રક્ત અંતરની લાહે.

પ્રેમે પૂર્વદિશા કરે સ્વાગત, સૂર્ય જ્યારે ગૃહ આવે;
સતી સાથ રહેતાં તેજ વધ્યું ધન, પ્રતાપ બહુ પથરાએ.

રાત ગાળી ક્યાં ન પૂછે એ પદ્મિની, પતિ ને નવ સંતાપે;
સુખ ન સ્થિર રહી ભોગવે ભાનુ,[૩] પશ્ચિમ પળતા આપે.

વારાંગનાના આવાસમાં મ્હાલવા દ્રવ્યપ્રભા બધી ખર્ચે,
લલચાવી લૂંટી અલ્પ કાળે તે,[૪] ધકેલી કાસળની વર્તે.

દરિઆમાં નાંખે ધકેલી ને હાવે, આબરુ જાય શું બોલે;
ક્રોધાઅગ્નિ વધિયો, જોર આંહિં શું? જળધિ[૫]માં જાતજ બોળે.

સાગર શરણે આવ્યો દુઃખી તેને, દિલાસો દઈ શાંત પાડે,
રાત રાખી શીખ સારી દઇને, ગૃહને માર્ગ લગાડે.

(૧) ઉપરના શ્લોકમાં. (૨) કાળા રંગથી–શાહીથી. (૩) સૂર્ય તેજરૂપી દ્રવ્ય વગરનો થએલો તેથી અંતરમાં અગ્નિ સળગ્યો હોય તેમ રાતો દીસે છે. તેજરૂપી દ્રવ્ય ગુમાવવાનું કારણ, પૂર્વ દિશારૂપી પોતાની સતી સ્ત્રી, જેના સતીત્વના પ્રભાવથી સહવાસમાં તેજરૂપી દ્રવ્ય વૃદ્ધિ પામે છે તેને છોડી, પશ્ચિમ દિશારૂપી વારાંગનાને ઘર સૂર્યનું જવું એ કલ્પ્યું છે. (૪) પશ્ચિમદિશા રૂપી વેશ્યા. (૫) સમુદ્ર.

સૂર્ય દશા થઈ આવી એટલે,[1] રાત્રિ ઝમ ઝમ આવી;
અંધાર પીંછોડો પાથરતી, વિપથી શ્વાપદ[2] ને ભાવી.

સુંદરી કો એકલી દૂર થોડે, બેસી બેફાટ વિલાપે;
જૈમિની જાગ્યા સંધ્યામાથી, સ્ત્રીનાં રુદનના સાદે.

કંઠ કોકિલા લજવે એવો, નિશ્વાસ માંહિ ભરે છે;
પૃથ્વી ને જાણે શોકરૂપી, જળથી તે ડૂબવી દે છે.

વ્યાઘ્ર વરૂ નારી સૌંદર્ય નિરખી, દયાજનકને મધુર;
અવાજથી પળ[3] સ્તબ્ધ બની પળે, ભૂલી સ્વભાવજ ક્રૂર.

ગહન અરણ્ય સમીપ શોકાતુર, અંતર ગગન ચીરાય;
મૃગલાં ઉભાં આંસું ખેરવે, ભાન ભૂલ્યાં નિજ કાય.

પથ્થરનાં હૃદ જાય પીગળી, દ્રુમ[4] પણ દીસે દુખિઆં;
નદીનાં જળ પણ સ્થિર થયાં, સર પંકજ કરમાઈ ઢળિઆં.

લતા વૃક્ષને વળગી રહી છે, ડાળે ડાળ લપાય;[5]
સ્વામિ સહાયે તો પણ સખીનું, દુઃખ નહિ સ્હેવાય.

નાથ વિયોગથી સ્ત્રીને મોટું, કષ્ટ બીજું નવ હોય;
ચક્રવાકી સ્વીય[6] સ્થિતિ ભૂલી, નિજ સરખી દુઃખે રોય.

ચંદ્ર ઉગ્યો શીતળ શુંણી બનિઓ, વાદળમાંથી ધાય;
રખે કૌમુદી[7] મુજને ન નિરખે, ભોગવે નારી દશાય.

દયાળુ જૈમિની કર્ણ ભેદીને, અંતર આર્ત અવાજ;
પ્રવેશ્યો કે તુર્ત વિસ્મય પામી, નીકળ્યા પર સ્હાય કાજ.

(૧) સૂર્યાસ્ત થયો ત્યારે (૨) જાનવરો. (૩) થોડીક્ષણ (૪) વૃક્ષો (૫) રખે વૃક્ષ રૂપ પતિનો વિયોગ થાય. (૬) પોતાની (૭) ચંદ્રિકા ચંદ્રની સ્ત્રી.

પાસે જઇ પૂંછે સ્ત્રી ક્યમ આંહિ, એકલી બેસી રડે છે,
રાજપત્ની શી દીસે પણ, સખી વીણ, વન ક્યમ રવડે છે.
સીતા ને વનવાસ દીધો ત્યમ, તુજને અરણ્યે શું કાઢી ?
શા દુઃખે ધન કાનનમાં[1] ધર્યું, આ તન દીસે અભાગી.

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ ]

વનિતા વદે કર જોડી વદતી પછી,
રાય શિકારે આવ્યા'તા વનમ્હાંયજો;
વનલીલા નિરખવા હું સંગે પળી,
શ્રમિત બેઠાં શીતળ તરુવર છાંય જો.
વહાલ બહુ છે મારી ઉપર રાયનું,
મુજ સુખ નિરખી ઇંદ્રાણી પસ્તાયજો;
સ્વામિ મનોરથ મુજ પૂરતા અતિ પ્રેમથી,
માંગ્યું દીધા વીણ ભાળે ન બીજું કાર્ય જો.
બેઠાં'તાં એવે શુણી સિંહની ગર્જના,
વીર તણાં પણ ગાત્રો થરથરી જાય જો;
તેની પાછળ પતિ મુજને મેલી ગયા,
હજુ ન આવ્યા પ્રાણ બહુ ગભરાય જો.
અરે દૈવ ઓચિંતું ક્યમ તું રૂઠિયું,
શૂર પરાક્રમી છે, પશુની ન વિસાત જો;
પણ શું બીજી વચમાં આપત્તિ નડી,
જાણું નહિને જીવ બનેછ ઉચાટ જો.
મુજ ચિંતા પતિ તમને તો થાતી હશે,
જંગલમાં થાશે શું મારા હાલ જો;

(૧) જંગલમાં.

પંખી રહ્યાં આજસુધી આ દુઃખમાં,
સ્હાય કરો બોલાવી લાવી વ્હાલ જો.
અવળે વિધિ[1] અણધાર્યું અવળું નીપજે,
હજુ આવ્યા નહિ એ છે મોટી ફાળ જો;
ફાબે ગાંડિવધારી લૂટયો, ભીલડે,
કૃષ્ણ સંહાર્યા કાળ તણા પણ કાળ જો.
સંભારી હૈડું ધીરજ ધારે નહિ,
જાઉં ખોળવા અવળે માર્ગે વળાયજો,
આવીને આ સ્થાને ન જોઈ મુજને,
તે વળી કોઈ બીજે સ્થળ અથડાયજો.
રુદને આ આકાશ પડો ઉકેલિયાં,
કર્ણે આવ્યું કયમ ન તમારે કાંત જો;
હરિણી સખિએ સમાચાર શું ન ભાખિયા,
જાઓ વેગે રાણી રડે એકાંત જો.
મૃગરિપુ માર્યા કૈક મહીપે[2] અરણ્યમાં,
ભય ટાળ્યા મૃગ વૃંદ કીધાં નિશ્ચિંતજો,
હરિણીઓ ઉપકાર ભૂલી જઈ આટલું,
કૃતજ્ઞતાનું દાખવિયું નવ ચિન્હજો.
આસુ સારતી દીનમુખ મુનિને ભાળતી,
વસ્ત્ર વળગિયું ઉરસ્થળે ભીંજાઇ જો,
વિલાપથી ભેદાયું હૃદ, ઋષિરાયનું,
અબળા સાંત્વન કરું આશ્રમ લઈ જાઇજો.
એમ વિચારી વદ્યા ઋષિ વનિતા પ્રતિ,
રડવુ ત્યજી તું સાંભળ મારી વાતજો,

(૧) ભાગ્ય. (૨) રાજાએ.

પાસે જઇ પૂછે સ્ત્રી ક્યમ આંહિ, એકલી બેસી રડે છે,
રાજપત્ની શી દીસે પણ, સખી વીણ, વન ક્યમ રવડે છે.
સીતા ને વનવાસ દીધો ત્યમ, તુજને અરણ્યે શું કાઢી ?
શા દુઃખે ઘન કાનનમાં[1] ધર્યું, આ તન દીસે અભાગી.

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ ]

વનિતા વંદે કર જોડી વદતી પછી,
રાય શિકારે આવ્યા'તા વનમ્હાંયજો;
વનલીલા નિરખવા હું સંગે પળી,
શ્રમિત બેઠાં શીતળ તરુવર છાંય જો.
વહાલ બહુ છે મારી ઉપર રાયનું,
મુજ સુખ નિરખી ઇંદ્રાણી પસ્તાયજો;
સ્વામિ મનોરથ મુજ પૂરતા અતિ પ્રેમથી,
માંગ્યું દીધા વીણ ભાળે ન બીજું કાર્ય જો.
બેઠાં'તાં એવે શુણી સિંહની ગર્જના,
વીર તણાં પણ ગાત્રો થરથરી જાય જો;
તેની પાછળ પતિ મુજને મેલી ગયા,
હજુ ન આવ્યા પ્રાણ બહુ ગભરાય જો.
અરે દૈવ ઓચિંતું ક્યમ તું રૂઠિયું,
શૂર પરાક્રમી છે, પશુની ન વિસાત જો;
પણ શું બીજી વચમાં આપત્તિ નડી,
જાણું નહિને જીવ બનેછ ઉચાટ જો.
મુજ ચિંતા પતિ તમને તો થાતી હશે,
જંગલમાં ચાશે શું મારા હાલ જો;

(૧) જંગલમાં.

પખી રહ્યાં આજસુધી આ દુઃખમાં,
સ્હાય કરો બોલાવી લાવી વ્હાલ જો.
અવળો વિધિ[1] અણધાર્યું અવળું નીપજે,
હજુ આવ્યા નહિ એ છે મોટી ફાળ જો;
કાબે ગાંડિવધારી લૂટયો, ભીલડે,
કૃષ્ણ સંહાર્યા કાળ તણા પણ કાળ જો.
સંભારી હૈડું ધીરજ ધારે નહિ,
જોઉં ખોળવા અવળે માર્ગ વળાયજો,
આવીને આ સ્થાને ન જોઈ મુજને,
તે વળી કોઈ બીજે સ્થળ અથડાયજો.
રુદને આ આકાશ પડો ઉંકેલિયાં,
કર્ણે આવ્યું કયમ ન તમારે કાંત જો;
હરિણી સખિએ સમાચાર શું ન ભાખિયા,
જાઓ વેગે રાણી રડે એકાંત જો.
મૃગરિપુ માર્યા કૈંક મહીપે[2] અરણ્યમાં,
ભય ટાળ્યા મૃગ વૃંદ કીધા નિશ્ચિંતજો;
હરિણીઓ ઉપકાર ભૂલી જઈ આટલુ,
કૃતજ્ઞતાનું દાખવિયું નવ ચિન્હજો.
આંસુ સારતી દીનમુખ મુનિને ભાળતી,
વસ્ત્ર વળગિયું ઉરસ્થળે ભીંજાઇ જો;
વિલાપથી ભેદાયું હ્રદ, ઋષિરાયનું,
અબળા સાંત્વન કરું આશ્રમ લઈ જાઇજો.
એમ વિચારી વદ્યા ઋષિ વનિતા પ્રતિ,
રડવું ત્યજી તું સાંભળ મારી વાતજો;

(૧) ભાગ્ય. (૨) રાજાએ.

મારે સ્થાનક વસોં રજની[1] વીનાડજે,
રાજા આવી મળશે થતાં પ્રભાતજો.
એવું બોલ્યા ઋષિ સુજાણ મુગ્ધા વદી,
પરઘર રાતે રમણીંથી ક્યમ રહેવાયજો;
ભલે મને ભક્ષે ભીષણ વનચરો અહિં,
માર્ગથી બ્હાર ન ડગલું મુજથી ભરાય જો.
આશ્રમ કરશે તમશું કો દ્વિજ બાળકી,
મુજને કહેતાં લાજ ન લાગે સ્હેજ જો;
દુઃખી સ્ત્રીની સાથે આમજ બોલવું,
ઘટે નહિ ગુમાવો તપનું તેજજો.[2]
સુંદરીં મુખ પર કોપ છટા વ્યાપી રહી,
તિરસ્કારથી વિકાસિયાં નિજ નેત્ર જો;
ભમર ચઢાવી રોષથીં કટાક્ષ મારીને,
ઋષિ અંતર ભેદી કરે નીચું વક્ત્ર જો.
સ્ત્રીનાં નયનથીં વહેછે પ્રવાહ કારમો,
જેની શક્તિ કોથી કળીં નવ જાય જો,
તાર વિનાના તારો અજબજ મોકલે,
મનુજ હૃદયમાં અવાજ તેના થાય જો.
રૂપ અનૂપમ હતું તરુણ તરુણી તણું,
કામિનીંનાં નીરખવે ખુબીં ભરીં ઓર જો;
મોહક સુંદરતા પ્રત્યેક જ અંગની,
દમામ ભરિયા ભવ્ય બધા વળીં તોર જો.

(૧) રાત્રિ (૨) સુંદરી વિકારવાળી સ્થિતિનું વારંવાર મુનિમાં આરોપણ કરી કેવું પરિણામ ઉપજાવે છે તે આગળ જણાઈ આવે છે.

કવિઓ રમણી વર્ણનમાં વિહર્યા બહુ,
કલમ કુશળતાની અંહિ કીર્તિ ગુમાય જો;
અલૌકિકનું લૌકિક વર્ણન રે કર્યું !
આ પણ વર્ણન, ગાએલું ન ગવાયજો.
પરનારી ભણી લવ ભળાય નવ મુજથી,
અંગે અંગે દૃષ્ટિ કેમ ઠરાય જો;
દુખિઆરીનાં મુખ સામું કયમ જોઉ હું,
[1]સહ્યસ્થિતિ પર જુએ અસહ્યજ થાય જો.
સ્રીથકી ઉગરવાનો ઉપાય આ રચ્યો,
પરિણામ કયમ ઉલટું ઉપજાવાય જો;
અવગણી આ[2] સુંદરતા ગાઉ સ્રી તણી,
ચિત્ત દશા તુજ ભ્રમિત વાચક! થાય જો.

તોપણ તુજને પ્રભાવ સ્વરૂપજ કારમાં,
નારીનાં કહું ટુંકમાં સમજો સાર જો;
નાગણ વીફરેલીની સમીપ પળજે ટકે,
તેની અવસ્થા વિપરીત તો નિર્ધાર જો.
[3]પટાંતરે આ પદ્મિની હોય રાખી કદિ,
મેદી સુરગી એડીની લાગે ભાળજો;
બ્રહ્મા સરખા મોહથી અવશ થઈ રહે,
હૃદય ઉછળે અંગે આતુર જ્વાળ જો.
જ્યાં અંતર નહિ અમૃત કૂપી અંગના,
આખની આગળ અનુકૂળતા એકાંત જો;

(૧) માણસ પોતાનું દુઃખ મૂગે મોઢે સહન કરે છે, પણ તેનું દુઃખ બીજાની સમીપમાં તેને સહન કરવું કઠણ પડે છે. (૨) ઉપર કહેલા સિદ્ધાંતની દરકાર નહિ કરી. (૩) પડદામા.

જ્ઞાન કુશળ છે પ્રસગ પ્રાપ્ત થયા નથી,
બુદ્ધિ લાજે ખસે સેવક સુવિચાર શાંત જો.[1]
દીઠી વસ્તુ મોહક મેળવવી ન સુંદરી,
અધિક તેની ઉત્કટ વાંછા થાય જો;
સ્હેન પડે નવ જ્યાં સુધી પોતાની કરી,
જીવ જોખમમાં તે અર્થે નંખાય જો.

[ કવાલી ]

શુણી ક્રોધે ભરી વાણી, વાસના નવીન રોપાણી;
હતુ કદિ જે ન મુનિ મનમાં, ભરાયું તે [2]અખિલ તનમાં.
સવળુ[3] સુખ ઇચ્છું હું વામે, ચાલ મારે તું મુકામે;
પર સ્ત્રી વદનના ભાળુ, વદે મુગ્ધા તું શું આવું!
દુઃખો જોઈ ઉગારવાને, આવિયો સુખ કરવાને;
વિપત્તિમાં સ્ત્રીને જોઈ, ધર્મથી ધાય છે કોઈ.
ભીતિ શી હોય રે મુજથી, વેષ જો મુજ ધીરજથી;
કામિની કામ ના મારે,[4] એકલી આંહિ અત્યારે.
છોડીને કેમ હું જાઉં, રાખી શરણે ખુશી થાઉં;
ચાલ મુજ સાથ હે રામા, મીઠાં ફળ ધરીશ તુજ સામાં.
દુઃખ તુજ સર્વ વિસરજે, પછી ઇચ્છા શી તે કહેજે;
ફીકર ગઈ ધારજે તુજની, કરાવું શોધ તુજ પતિની.

૧ પતિપત્ની એકાંતમા હોય ત્યારે દાસ દાસીઓ ખસી જાય છે, તેમ બુદ્ધિ અને સુવિચારરૂપી સેવકો ખસી ગયા. (૨) કામવાસનારૂપી ઝાડ. મોઢેથી વાતો થતી રહે છે અને અંતરમા જુદા જ વિકારો પોતાનું કામ કરી રહ્યા છે. (૩) પતિ જલદી મળવારૂપ. (૪) મારે સ્ત્રીનું કાંઈ કામ નથી, પણ વનમાં એકલી છોડી જાઉં એ ઠીક કહેવાય નહિ. બીજો અર્થઃ—મને સ્ત્રીની કામના=ઇચ્છા છે.

પ્રભાતે આવી તે મળશે, નચિંતે સાથ તું પળશે;
વાણીમા ભેદ તે લહતી, ક્રોધથી ગર્જી તે ધ્રૂજતી.

[ છંદ મનહર ]

[1]સવણુ કહેતાં ન લાજે ? કપટી કો મને લાગો,
પ્રપંચી ઠરે તો જિવ્હા કપાવી નખાવું હું;
વેશ ધારી ઠગે ઘણા, ઉપરથી નહિ મણા,
પીરસે શીરા સાકર તણા, ભીતર વિષ ભર્યું નર્યું.
સાધુ કેરો સ્વાંગ ધરી, સીતા દશાનને[2] હરી,
કામી દૂર લજ્જા વસી, સાહસ કર્યું કુડું.
લાગ મળ્યો સારો ધારી, મૂર્ખ ન જુએ વિચારી,
મૂકે ભયને વિસારી, દુષ્ટને ભુંડુ રુડું.

[ રાગ કવાલી ]

વધુ વદવા ન મન ધારું, જઈ મુજ કામ સંભાળું;
ઇચ્છે તો ચાલ મુજ સાથે, પીડા તુજને ન કંઈ થાશે.
વૃથા શંકા કરે મનમા, પીછાને શું હૃદય મુનિનાં;
તાપસી તો હમો છીએ, જીવન નિર્દોષ નિર્ગમિએ.
તને ત્યાં છોડી ને વનમા, નથી ઠીક લાગતું વળતાં,
ચાલ શંકા ત્યજી રામા, નકામી દુઃખી તુ થા મા.

[ છંદ મનહર ]

ભરોસો મને ન પડે, વ્યગવાળા શબ્દ વડે,
મને કંઈ વ્હેમ નડે, પગ ઉપડે નહિ;

(૧) વિધવા થયા પછી સ્ત્રી અન્ય સાથે સબંધ બાંધે તેને સવણું કરવું કહેવાય છે. (૨) રાવણે.

ઋષિઓ પવિત્ર હોય, તે સઉનાં દુઃખ ખોય,
પણ કોઈ સમે કોય, બન્યા અવળી મતિ.
ધન અન્યને સોંપાય, સારાં માણસે રક્ષાય,
રાજા પંચ સ્હાય થાય, સ્ત્રીની વાત છે જૂદી;
હોલામાંથી ચૂલામ્હાંય, પડવા જેવું ન થાય,
વિચાર્યો કંપે કાય, જ્યાંત્યાં કયમ પડું કૂદી.
ચક્રવર્તી પતિ મુજ, મને છેડે કોઈ મૂઢ,
ખબર તેની તો તુર્ત, લેવડાવા ન ચૂકું;
શીળ રક્ષી શકું મુજ, થાય કોની અવળી સૂઝ,
અબળા સબળા છુંય, યમપૂરીમાં મૂકું.
પ્રથમ કરી વિચાર, ડગલું ભરવું સાર,
જાણી જોઇ જોખમમાં, ન તપાસે શેં શુકું;
વિશ્વાસ તમારો કરું, ઉપકાર ઘણો લહું,
વિદ્વાનની વેણને, પ્રમાણી પગલું મૂકું.

છંદ હરિગીત

પ્રત્યેક શબ્દે સુંદરીના, ઋષિ હૃદય વીંધઇ ગયું;
વિચારે શું થાય પ્હેલાં, મદન પૂર ઉભરઈ રહ્યું.
વાતમાં સુવિલાસ નિરખ્યા, રમી રહ્યા અંતર મહિં;
ખૂંદી દબાવે નારીઓથી સદ્‌વિચાર ઉઠે જ્યહિં.
આવેછ પાછળી નાર તેને, જોય માર્ગે ફરી ફરી;
સંભાળવાનું મિષ[1]પણ ચક્ષુ જરા અકળાઇ રહી.
ગ્રીવાએ સ્થિતિ આંખ ઇચ્છે, હૃદયમાં મૂર્તિ ઠરી;
વિહ્વળ થયા મુનિ, ધર્મને કામે ક્યહિં મૂક્યો પૂરી.

(૧) બાનુ

અન્ય કંઈ સૂઝે ન કામિની, કામના વ્યાપી પૂરી;
ઠોકરાતા માર્ગમાં ઋષિની દશા બની રહી બૂરી.
ચિત્ત ચકડોળે ચઢયું, ગોથાં ઋષિજી ખાય છે;
ચતુર પામી ગઈ વ્યાકૂળ, મુનિ મુજર્થે થાય છે.
પર્ણકૂટી જ્યાં આવી પ્હેલી, પેઠી ચપળા દોડીને;
દ્વાર કીધાં બંધ તપસી, થાકિયા હડસેલીને.
બહુ વિનવે, તે સ્પષ્ટ વદી, વિશ્વાસ તમ મુજને નહિ;
બ્હાર ગાળો રાત્રિ આજે, શૈત્ય અભ્યાસે સહી.

છંદ વસંતતિલકા

રે પદ્મ લોચિની[1]! કમાડ ઉઘાડ ચારુ[2]!
કંદર્પ[3] શત્રુ પૂંઠ છે તું ઉગાર વારુ! ૩૮૦
જો પ્રાર્થના તું શુણશે નવ હાલ મારી,
બેહાલ દેહ પડશે, કહું સત્ય નારી.

છંદ હરિગીત

બહુ બુદ્ધિવર્તીએ રહી અંતર, [4]ધર્મ સઘળા દાખવ્યા;
પણ તમ શિલા પર પડે, સદ્બોધ બિંદુ સૌ બળ્યાં.
આવી દયા તે કૂમળીને! કે ચળી ચપળા ગઇ!
દ્વાર ખોલી નીસરે, મુનિ ભેટવા પડિયા તુટી.
ચુંબન ચહે ત્યાં[5] દાઢી ખૂંચી, જોઇ દૂર પડયા ઉડી;
ગુરુ વ્યાસ મુનિના પાદમાં, થઇ પરીક્ષા પૂરી રુડી.

(૧) કમળનાં જેવાં નેત્રવાળી (૨) હે સુંદર સ્ત્રી. (૩) કામરૂપી.
(૪) उपनिषदः परिपीता गीतापि च हन्त मतिपथं नीता ।
तदपि न हा विधुवदना मानससदनाद्बहि र्याति ॥
(૫) ગાલ ઉપર.

કડતાલ મુખપર લાગ્યોં તેવું, રૂપ શિષ્યનું તો થયું;
'પણ' જગે 'નહિ' પૃષ્ઠ કર્યોં,[1] વિદ્વાનનું પણ સાચવ્યું !
વ્યાસે કહ્યું એકાંતમાં સ્ત્રી સાથ નવ રહેવું કદિ;
એકાંત કામ પિતા કહ્યો, ત્યાં ભલભલા ભૂલ્યા સદી.

અનુષ્ટુપ્

જૈમિની મુનિ જેવાની, દશા આવી થઇ જ્યાહિં;
ખસ્યા અમે વિચારીને, સાહસી બનવું નહિં.

---

છંદ પુષ્પિતાગ્રા

પ્રતિદિન મુનિ આશ્રમે પ્રભુની,
પુનિત કથા જન સન્મુખે કથાય;
શુક મુખની મીઠાશવાળી વાણી,
શુણીં હરિગાનભરી પ્રમોદ થાય.

છંદ હરિગીત

કથાથી જન વાત કરતાં, કોઈ રાજ કુમારિકા;
આવીં વસીં છે 'આપણે શું', 'હશે' એમ કરી જતા.
રાજકુંવરી આંહિ[2] વસી ત્યારથી જન વૃંદો વધ્યાં;
કંઈક દાસી દર્શને, માનત નયન સાફલ્યતા.
કંઈક શુભ સંસ્કાર મળિયા, ઠાલવી આશ્રમ જતા;
કંઈક સારું તત્ત્વ સંગ્રહીં, વર્તવા તત્પર થતા.

(૧) 'પણ' શબ્દની જગ્યાએ 'નહિ' શબ્દ પૃષ્ઠ=પાનાપર લખીને વિદ્વાનોનું પણ=ગૌરવ સાચવ્યું. કેવું તે તો ઉપર જણાઇ જ ગયું છે. બીજો અર્થ પોતે પણ લીધેલ તે જગે=જગ્યાએ-વિષયમા પૃષ્ઠ=પૂઠ દેખાડી

નીચે દર્શાવી સ્તુતિ, તેવી કરત મુનિરાજ ત્યાં;
સદ્બોધ અમૃત વર્ષી સઉનાં, અંતરોને ઠારતા.

રાગ ઓખાહરણનો

નમું પૂર્ણ પરિબ્રહ્મદેવ, નમુ આત્મ પ્રપૂર્ણ તદેવ;
પૂર્ણમાથી પૂર્ણ લેવાય, પૂર્ણ કેવળ તો રહી જાય.
સચરાચર વસિયા ભગવાન, છો મહાનથી આપ મહાન;
પાતળા છો આકાશથી પોતે, પાણીથી હો, નવાઈ શી તોતે. ૪૧૦
ઝીણામાં વળી ઝીણા જાત, પામિએ તમ શું સાક્ષાત;
મન જાય પહેલાં ત્યાં જણાતા, મન થાકે ન પાર પમાતા.
મન કલ્પી શકે ન સ્વરૂપ, તમથી કરે ઉડા ઉડ;
ઘડીમાં હરખે ઘડીમાં રડે, જોતા રૂહો તમને કઈ ન નડે.
તમમાં ઠરતુ ક્ષણ સુજ્ઞ મન, વેગ સસ્કારે કરતું ભ્રમણ;
પામર ચિત્તને ઝાંખી ન હોય, વિષયે તમ સુખ આભાસજોય.
આપ આનંદ કણિકા નિરખે, હમેશા તે માણવા ઝંખે,
વિપયાસ્વાદનો જામે મેલ, રેતી પીલતાં ન નિકળે તેલ.
ઉદય સત્કર્મનું ફળ થાય, સંગતિ સજ્જનની પમાય;
દેખાડે સંત સુખનો માર્ગ, લાગે તો તમ સુખનો થાગ. ૪૨૦
શીખે તમમા થતાં સ્થિરમન, પીએ અમૃત થાય પ્રસન્ન;
થાય અંગો સર્વે તૃપ્ત, વાસના નિર્મૂળ સમસ્ત.
ડૂબે નિરતિશય આનદે, પડે પછી ન વિષય સુખ ફદે;
જુએ આપનુ રૂપ સર્વત્ર, માણે મોજ તે સ્વતંત્ર અત્ર.
સઉને જુજવા ભોગો દેવા, ધર્યાં રૂપ વિચિત્ર જ કેવા;
સુદરી થઇ સેવો સ્વેશ,[1] લાડો લલના લલિત પતિ વેષ.

૧ પતિ.

પુત્રરૂપે પૂરો માતૃલાડ, ભગિની ભાઈનાં વ્હાલ અપાર;
વૃક્ષ થઇ ફળ આશ્રય દેજો, ભોગવે જીવો વિવિધ મેવો.
નદી થઇને નિર્મળ નીર પાઓ, પર્વત બનીં પૃથ્વી ઉતાર્યોણઆવો !
બની ઔષધિ રોગ મટાવો, લતા કુંજે વિલાસો લપાવો.

વનસ્પતિ બનીને નેત્ર રીઝો, બની પવન શીતળ મઉ વીંઝો;
પ્રાણ બનીંને પ્રેરોછો કર્મ, અગ્નિ અન્ન પકવવાનો ધર્મ.
પૃથ્વી માતૃ ખોળે ધરી પ્રાણી, અન્ન રસ બહુ દ્યો દયા આણી;
જળરૂપે જીવની તૃષા તોષો, વૃષ્ટિરૂપે વનસ્પતિ પોષો.
બની આકાશ વિશ્વ અનંત, તોળી રાખ્યાં માર્ગે વિહરન;
તો એ ખાલી ને ખાલી અપાર, તુજ ઉદરનો જડનો ન પાર.
વિદ્યુતરૂપે થતો સાક્ષાત્કાર, પળ અજવાળુને અંધઃકાર;
જ્યારે વિખરાય અભ્ર અજ્ઞાન, આત્મેન્દુ પ્રકાશે પ્રભાવાન.
મેઘ દોડે છે દુર્દિન[1] મ્હાંય, દોડે ઇંદુ એવો ભાસ થાય;
દેહો ગતિમાન સસૃતિ મ્હાંય, આત્મા ચાલે એવો ભ્રમ થાય.

દર્પણ પ્રતિબિંબે મુખ જોવાય, ચિદાભાસે સત્ચિત્ ભાન થાય;
આત્મા આનંદ સ્વરૂપ કહેવાય, આત્મહીનથીં શું સુખ ભોગવાય.
દેવા સુખ વસ્તુ શક્તિ હોત, મુડદાં હરખીને વસ્તુ જોત;
ચંદ્ર બનીં સીંચો વિશ્વસુધાથી, સૃષ્ટિ સેવો સૂર્ય પ્રકાશી.
ધ્રુવરૂપ બની દોરો વહાણ, કર્ણધાર ધરોછો સુકાન;
સાગર શીંખવો ગભીરતા પાઠ, મૌક્તિકપામી કરે મૂર્ખ ઠાઠ.
દંડરૂપ બનીં દુષ્ટ દમોછો, અરિશું લડતા શસ્ત્ર હણોછો;
સૂત્રધાર નાટક કરીં રીઝો, સિંહ સર્કસે બકરી સરીખો.

૧ વર્ષાઋતુનો વાદળથી ઘેરાયલો દિવસ.

બની બળદ ખેડો છો જમીન, ખેંચો ભાર શકટ બધુ દીન;
અન્ન આપો બળદ નામ સાર્થ, અલૌકિક છે તમારા પરમાર્થ. ૪૫૦
બની તુરંગ થનથન નાચો, સ્વાર પારખો પાકો કે કાચો;
બેસી જાણે યોગ્ય રાજકાજ, કરો નરસંગે મર્દાઈ નવાજ.

ઝુલો દરબારે હસ્તીરૂપ, બેસી અભિમાન ડૂબ્યા કૂપ;
પ્રજાધન હરી ભોગવે શૂર, તાજ અધિકાર મેળવ્યા ધૂળ.
કંસ રૂપ થયા કો અધીશ, કૃષ્ણરૂપે હર્યાં તેનાં શીષ;
થાય અતિરેક ધર્મ સિદ્ધાંત, થઈ આચાર્ય કરતા શાંત.
ધરતી કંપ થકી ધ્રુજાવો, તમ અસ્તિત્વ ભાન કરાવો;
તોપણ તમમા ન શ્રદ્ધા ધરતા, વિજ્ઞાનિક સમાધાન કરતા.
યુદ્ધ દાવાનળના પ્રકોપ, પ્રકૃતિના ભયંકર ક્ષોભ;
રોગ સમાજ શરીરના એવા, એના દુઃખ કઈ રીત કહેવાં. ૪૬૦

પ્રજા પાલક ભૂપતિ થાઓ, રામ રાજ્ય રુડાં વખણાવો;
થાઓ અગ્રણી સ્વાર્થ ત્યાગી, લોકહિતનાં કાર્યો સાધી.
આપ થાતા સેવક ને મજૂર, જગ સેવા કાર્યમાં શૂર;
તેની પૂજા ન અન્ય જ યોગ્ય, અન્ન વસ્ત્રે સભાવના હોય.
સત થઇને સન્માર્ગે ચઢાવો, ઉચ્ચ જીવન નિસ્પૃહ ગાળો;
કળાવિદ થઈ ચકિત કરો છો, સાહસી થઈ ગગન ઉડો છો.

ઔદાર્યે વિશ્વને ઉદ્ધરો છો, દુઃખ રંક બધુનાં હરોછો;
સંગીતે પ્રભુગાન કરો છો, આલ્હાદે જન ચિત્ત ભરો છો.
સૌમ્યરૂપ ધરીને સંતોષો, સેવી સર્વ પ્રાણીને તોષો;
રૌદ્રરૂપનો પરચો દેખાડો, માર્ગ ભૂલ્યાને આપ જગાડો. ૪૭૦

મહામારી આપ બનોછો, પૃથ્વી ભાર કરોછો ઓછો;
નિર્બળ જીવવાને નથી યોગ્ય, સૂત્ર સૂચવો છો આરોગ્ય.
કરો મળ દૂર થઇને વ્યાધિ, ભાન થાય શરીરે ઉપાધિ;
કાળ બની વ્હાલાં વિરહ કરાવો, ક્રૂર સ્વેચ્છાએ આપ ગણાઓ.

ન ધરાતા કરતાં ભક્ષ, વિચારે ઉડી જાય છે ચક્ષ;
અન્ય ઉપર આધાર વ્યર્થ, જેથી આપણો ન સરે અર્થ.
ઉન્નતિ કરવી એકલાએ, આસક્તિ ડૂબ્યો માર ખાએ;
આવા કપરા પાઠ ભણાવો, કાળના ઘા કાળે રુઝાવો.
સર્પ વ્યાઘ્ર થઈ ભય આપો, પૂર્વ જન્મનાં જન્મિયાં પાપો;
લોભીઁ ધન લૂંટી બનીને લૂંટારુ, થયા તસ્કર કૃપણને સારુ.

જેણે કોઇને ન આશ્રય દીધો, તેણે આગનો લ્હાવો લીધો;
યુદ્ધ નારદ રૂપે જગાવો, લક્ષ્મી બળના મદ ઉતરાવો.
ભૂમિના ખેસો બનીં માલીક, ઉપજાઓ અન્ય હરીફ;
રક્ષવે પડતું ના સ્હેન, તોપિ હાંકે પોતાનું બ્હેન.
એક હસ્ત કરતા વ્યાપાર, આત્મહત્યાનો લેતા આધાર;
પ્રભુ ઓળખી ચાલે જેહ, મૃત્યુ ઉત્સવ કરતા તેહ.
અનાથાશ્રમને વિદ્યાધામ, કૂપ ધર્મશાળા અભિરામ;
ઔષધાલય દેવમંદિર, જલાશય ક્રીડાસ્થાન રુચિર.
સ્થાપો છો ઔદાર્ય સ્વરૂપ, ભૂખ્યાંની હોલવો છો ભૂખ;
હીન ઉદ્યોગ કામે લગાડો, એવો ધર્મ પ્રસારત સારો.

આપનું આ વિરાટ સ્વરૂપ, કયમ વર્ણવ્યું જાય પ્રભૂત;[1]
તમમાં સ્થિર અમ ચિત્ત રાખો, ભ્રમતું જે વિષયની શાખો.
સ્થાપો શાંતિનું સુખ સર્વત્ર, થતા રહો ઉત્સવના સત્ર;
પરસ્ત્રી પરધનનું હરણ, લોભ ટાળો અશરણશરણ.
સ્વાર્થ બુદ્ધિ હમારી સંહારો, ભૂલ્યાં જન પરમાર્થવાળો;
આવી પ્રાર્થના શુકમુનિ કરતા, નિત્ય હરિકીર્તન આદરતા.
ભાગવતનું પારાયણ થાય, દિન સાર્થક વહેતા જાય;
ભક્તિનું છે પરમ એ ધામ, સુણી મન થાતું ઉપરામ.

૧. બહુ શું વર્ણવી શકાય, જેટલું વર્ણન કરિએ તેટલું થોડું જ ગણાય.

રાગ લાવણી

નિરખી બેઠા એકાંત તરુવર છાંય,
રમણી તક સાધી આવી સમીપ મુનિરાય;
કર જોડી ઉભી નમી વિનય અતિ દાખવતી,
પ્રતિ અંગથી વદન ભાવ પ્રેમ પાથરતી.

જ્યમ ચંદ્ર થકી પથરાય શીતલ આલ્હાદ,
ત્યમ ફેલાવતી ફળવાન સૌંદર્ય પ્રસાદ;
પણ ઈંદુ મુખથી મનુજથકી નિરખાય,
આવી વામા આગળ વદન વિનમ્રજ થાય

મુનિવિષે હતા તવ પૂર યૌવનના બહાર,
પ્રતિ અંગથી પ્રસરે પુનિત પરિમલ સાર;
વૃત્તિ પ્રભુના ચરણોમાં લગ્ન જ દીસે,
વસ્તુ ચઢતી શી અન્ય નિરખવા ઇચ્છે.

તદપિ રુડો વ્યવહાર અન્યજન સાથે,
કરતા સત્પુરુષો અન્ય અનુગ્રહ અર્થે;
સઉમાં જોતા જે ઇશ વૃત્તિ નવ અન્ય,
જન સેવા એહજ પ્રભુ આરાધન ધન્ય

પ્રભુ ઇચ્છાધીન ગતિ કાર્ય પ્રેર્યાં થઇ જાય,
ઉત્સાહ ઉમગ અપાર ભક્તિની મ્હાય;
મુનિએ પૂછ્યું હે યુવતી આવી શું કામ,
નથી વિહાર ભૂમિ આ છે વિદ્યાર્થી ધામ.
તમ સરખાં એ નવ રહેવું સમીપ આંહિ,
વ્રત બ્રહ્મચર્ય પાલનમાં થાયજ હાનિ;

વદી સુંદરી એકજ વિનતિ છે પ્રભુ મારી,
સ્વીકારી કરો હે નાથ ગુણ ગાનારી.

ઓધાવજીનો રાગ

રંભા—

છે આ સુંદર તમ મૃદુ[1] ગાત્ર તેને ગાળો કરી તપ પાત્ર;[2]
ખીલ્યું છે મધુરું યૌવન, વૃથા ખોઉ શો લાભ છે તન.
બ્રહ્મચર્ય પૂરાં થયાં વર્ષ, પૂરી વિદ્યા ભણે અતિ હર્ષ;
ગ્રહો પ્રમદાતણો હવે [3]પાણિ, ધર્મ જાણો,માણો મીઠી વાણી[4].
સૃજી ઈશ્વરે રૂડી [5]વસ્ત, ભોગ પ્રાણીને માટે સમસ્ત;
ભંગ નિયમ તેનો નવ કીજે, પ્રભુ દે સુખ ભોગવી લીજે.
પુષ્પહાર[6] ગળે ન સોહાવે, વૃથા ફુલવાડી[7] કરમાવે;
રુડાં ભોજને નવ વપરાય, અન્નથી પૃથ્વી ઉભરાઈ જાય.
મ્હાલે અન્ય પર ન અધિકાર, નિજ મોટાઈ[8] કેમ જણાય;
બીજા નાંખે છે પોઢે પવન, ધન્ય ધન્ય છે તેનાં જીવન. ૫૩૦

છંદ હરિગીત

શુકજી—

દ્વિજ[9] દેહ તપ અર્થે કઠણ, કોમળ દયાથી દીસતી;
તારુણ્યમાં વીણ દુઃખ, ખરો પટ્[10] પ્રાપ્ત સંપત્તિ થતી.
હજુ જ્ઞાનને બ્રહ્મચર્ય કેરો, અંત કોઈ લહ્યો નથી;
પ્રભુ ભક્તિ પાણિ[11] મેં ગ્રહ્યો, પીઉં સુધા વેદસ્તુતિની.[12]

(૧) કોમળ (૨) તપશ્ચર્યા કરીને=તપ રૂપી અગ્નિને ધારણ કરવાનું વાસણ. (૩) હાથ (૪) મધુરું બોલનારી સ્ત્રી (૫) વસ્તુ (૬) ફુલની માળા. સ્ત્રીના હસ્તરૂપી. (૭) ફુલોની ખીલેલી વાડી હોયની તેવી સ્ત્રી. ફુલો ગ્રહણ કરી તેની સુવાસનો ઉપભોગ કરવામાં ન આવે તો તે કરમાઇ જાય અને નવનવાં ફુલો-ખીલે નહિ. (૮) ચઢિઆતાપણું. (૯) ત્રિવર્ણ-વિશેષે બ્રાહ્મણ. (૧૦) ૭ સંપત્તિ શમ-દમ-ઉપરમ-તિતિક્ષા-શ્રદ્ધા-સમાધાન. (૧૧) હાથ-હું ઇશ્વરની ભક્તિને વર્યો છું. (૧૨) ભાગવતમાં વેદસ્તુતિ પ્રસિદ્ધ છે.

ઈશને અનુસરવું ગમે, સ્વાર્થે[૧] કમાઈ ન ભોગવે;
ગણી આત્મરૂપ સર્વે ઉદર ભરી, અન્ય તૃપ્તિ જે ધરે.[૨]
પ્રભુ પુષ્પ દેતે પ્રભુપાદે,[૩] સમર્પે સાર્થક શ્રમે;
જન જો મિતાહારી બને, ભૂખ[૪] ગરીબની પીડા શમે.
મિષ્ટ આરોગે શ્રીમતો, જડે મોતી ઉપાનમાં;[૫]
વિવિધ વાહન વેગી સ્હેલે, કચડતા જે જન ઘણાં. ૫૪૦
મંડપો બાંધે સમારભે, માંગલિક અતિ કીમતી;
પૈસા ઉપર પૂળો મૂકી, અજવાળુ કરતા કઈ રીતિ.
ઉદર પુરતું અન્ન લૂખુ, દીન[૬] જનને ના મળે;
સમીપ[૭] ટગ ટગ બંધુ જૂએ, ને ગળે કેમ ઉતરે.
ઝુપડી પણ છે ઉઘાડી, શૈત્યથી બહુ થર થરે;
શરીરે વીંટયાં છે ચીથરાં, ઉડતાં ખરે નજરે પડે.
વસ્ત્ર અન્ન જરૂરી અંગે, ધરી સાદા જે રહે;
રંકની વીટમણા દૂર તનમન, ધન થકી કરવા ચહે.
ત્રણ વસ્તુઓમાં[૮] દોષ બહુ, પણ અન્ય અર્થે વાપરે;
અવગુણ સર્વે જાય ડૂબી, ગુણ સઘળા ઉભરે.
સ્વામિ[૯] સૌનો એક છે, અધિકાર નીચે તેહના;
સર્વે જનો સરખાં અહિં, નથી તત્વમાં કઈ ન્યૂનતા.[૧૦]

(૧) ઇશ્વર પોતાની કમાણીરૂપી આ સૃષ્ટિ પોતાના ઉપભોગમાં લેતા નથી,પરંતુ જીવના ઉપભોગ માટે અર્પણ કરી દેછે. (૨) સર્વને પોતા રૂપ ગણી બીજાં તૃપ્ત થાય તેમા જે પોતાની તૃપ્તિ સમજે છે એવો એ સર્વનું પોષણ કરનાર વિશ્વભર છે. (૩) ફુલ ઇશ્વરના પેદા કરેલાં છે તે તેના ચરણમા અર્પણ કરી ફુલ ઉગાડવાનો શ્રમ પોતાનો સાર્થક કરે છે. પ્રભુ ઇચ્છાએ પ્રાપ્ત ધન પરમાર્થે વાપરે છે. (૪) અન્ન નહિ મળવા રૂપી ગરીબનું દુખ (૫) બૂટમાં–પગરખામાં (૬) ગરીબ (૭) પાસે. (૮) ત્રણ વસ્તુ-તન–મન-ધન. (૯) ધણી–ઈશ્વર (૧૦) સર્વનાં શરીર પંચમહાભૂતના બનાવેલા છે.

૧અભિમાની ઇચ્છે રાજ કરવું, નર્કમાં પણ પર પીડી;
ઇશ પદમાં રાચતું, ગમતું ન સ્વર્ગે અધ ઘડી.
સત્તા સપાટો મારતાં, નિજ ફોડતા૨ સદ્‌ભાગ્યને;
સોળ૩ પ્રભુ વાંસે પડે, પછી કયમ પીડા નવ ભોગવે.
નિજ પુણ્ય ઉરાડે પવનથી, જેમ પંખો ફરફરે;૪
જીવ ભાવ ચિરજીવ૫ ધન્ય, ચોરાશીમાં ફેરાફરે.

[ ઓખાહરણનો રાગ ]

**રંભા—**

પણ શું ન પરણવું ધર્મ ગણાય, હું છું કુંવારી કન્યાય;
સ્વીકારી કરો મુજને કૃતાર્થ, છે આ દેહ તમારી સેવાર્થ.
હીંડોળે હરિણાક્ષીની૬ સાથ, હીંચ્યો નહિ જે કરતાં વિલાસ;
ભીંજી૭ ગંડુશે ના લજવાવી, પૂર્યા દોહદ સીમંતિની૮ નાહિ.
જેણે બાળ ન અંક રમાડયાં, ભેટીને કીધી ધન્ય ન કાયા;
વળી પુત્ર નહિ પરણાવ્યો, વરઘોડો નહિ વખણાવ્યો.

(૧) જે અન્યને પીડા કરે છે અને બીજા પર અધિકાર ભોગવવાની ઇચ્છા રાખે છે તે પૃથ્વીને નરક સ્થાનરૂપ દુ:ખના ધામ રૂપ કરે છે. જે અન્યની સેવા તથા પ્રભુભક્તિ કરે છે તે પૃથ્વીને સ્વર્ગ રૂપ–સુખના ધામ રૂપ કરે છે. (૨) સદ્‌ભાગ્ય–અખિલ પુણ્યનું પાત્ર. (૩–૪) ગરીબ નારાયણના–સર્વમાં ઇશ્વર રહેલા હોવાથી ન્યાયાસન પર બેસી જેમ પંખાનો વા આવતો જાય છે તેમ અન્યાયથી વર્તી પુણ્યને પંખાના પવનમાં=અધિકારીના દોરમા ઉરાડી મૂકે છે. (૫) પોતે જીવ–જન્મ મરણ શીળ દેહવાળો હોવારૂપી માન્યતા દૃઢ થાય છે. એટલે જીવ ભાવ ચિરંજીવ=લાંબો વખત રહેનારો બને છે. (૬) હરણનાં લોચન છે તેવાં લોચનવાળી સ્ત્રી. (૭) કાગળો શરીર પર કરવાથી વસ્ત્ર ભીનાઇ અંગ સાથે ચોંટી શરીરને ઉઘાડુ પાડી સ્ત્રીને લજવાવી નહિ. (૮) સ્ત્રી સગર્ભા થાય છે ત્યારે તેને જુદી જુદી વસ્તુ ખાવાની દોહદ= ઉત્કટ ઇચ્છા થાય છે તે સંતોષી નહિ.

નચવી કંચની[1] ના શ્રીમંતાઈ, ફળશું નીરખ્યા નાટક નાહિ;
કીધી મૉજખાની મોજ ન વાડી, વૃથા જન્મ ધર્યોજ અનાડી.
મુજ પાસ વૈભવની ન ખામી,ધન્ય ભાગ્ય માનું તમને પામી;
સુખ સર્વ હું તમને ચખાડુ, ભોગ નવનવા માંહિ રમાડું ૫૭૦.

શુકજી—
ધન્ય[2] પરણો ભલે તને કોય, બીજી[3] કયમ કરુ ભક્તિ સ્હોય;
અન્ય[4] પાસે કરાવવા ન ચાહું, સેવી જીવન સાફલ્ય સાધુ.
હરિ હીંચકું હૃદયા માંહિ, ભોગી,[5] ભાવે ભૂલું ભાન ત્યાંહી,
ભીંજયો મુજને દયાના સ્રાવે,[6] પરપરમાર્થ[7] પૂરવા ભાવે.
કરે સદ્ગુણ[8] ખોળે ખેલ, દેહના દૂર કરતા મેલ;
પરણ્યા છે સદ્‌વૃત્તિ[9] નાર, પરોપકાર કરે ધમધોકાર.
વિશ્વના ખેલો આંહિ નિરખુ, વૃત્તિ નાચ[10]સૌના બંધ કરું.
આત્મ બાગમાં જ્ઞાન ભોજન, જમે અંતિમ[11] સાર્થકજન્મ

(૧) નાચ કરનારી. (૨) જેના જન્મને ધન્ય છે, એમ કહી શકિએ એવો પુણ્યશીલ પુરૂષ. (૩) એક ભક્તિરૂપી સ્ત્રી મારે છે એટલે એક પર બીજી કરી કુધારાને કેમ ઉત્તેજન આપુ. (૪) બીજા કે બીજી પાસે હુ સેવા કરાવવા માંગતો નથી. નામના સાધુ બ્રહ્મચારિઓ બીજા સ્ત્રી પુરુષો પાસે સેવા કરાવવાનો લોભ રાખે છે. હુ તો બીજાની સેવા કરી જિંદગી સાર્થક કરવા માગુ છુ. (૫) ઈશ્વરને ભોગવી–ઇશ્વરનું ચિંતવન કરી તેમાં તલ્લીન થઈ જવા ઈચ્છું છુ. (૬) ઝરાએ (૭) બીજાનું ઉત્તમ હિત–શ્રેય-સાધવું મને ગમે છે. (૮) સારા ગુણો રૂપી મારે પુત્રો છે. પુત્રો દેહને તથા વસ્ત્રને ખોળામા ખેલી મેલા કરે છે, અને આ પુત્રો તો દેહ=અંત કરણના દોષો દૂર કરે એવા છે. (૯) એ સદ્‌ગુણરૂપી પુત્રો સારી વૃત્તિ–ઉર્મિઓરૂપી સ્રીને પરણ્યા છે. (૧૦) શ્રીમંતો વારાંગના પાસે નાચ કરાવે છે અને તેમા મોહ પામે છે. સર્વે જીવો પ્રકૃતિરૂપી નર્તકીના નાચથી મોહ પામી રહ્યા છે અને તેને વિવિધ વૃત્તિથી ભોગવી રહ્યા છે. નવી નવી વૃત્તિઓ ઉત્પન્ન થવા રૂપી વૃત્તિનો નાચ, હુ સર્વેનો ઉપદેશથી બંધ કરવા ઈચ્છુ છુ. (૧૧) પોતાની દેહરૂપી વાડીમા જ્ઞાનરૂપી ભોજન કરતા, આ જન્મ છેવટનો જ થશે, અને ફરી જન્મનો ભય ટળવાથી, આ જન્મ સફળ મોક્ષદાયી થશે.

તુજ વૈભવમાં હોય ન્યૂન,[1] મુજ ત્યાગમાં બાકી જ શુંય;[2]
સુખનો છે પાસ ભરિયો ભંડાર,[3] લઉં શું કોની પાસ ઉધાર.[4] ૫૮૦

રંભા—

શું ન પરણવું પ્રભુ સંકેત[5] સર્જ્યાં યુગલ શા માટ સહેત[6]?
[7]વિહંગસથી વિરહ ન સહેવાય, બેશાં મળે સુધી ટૌકા થાય.

કિને એકબીજાને પાસે આવે, ઇશ પ્રેરણા શું ન જણાવે;
હોત અધોગતિ થતી એથી,[8] ગૃહસ્થાશ્રમ જાત[9] જગેથી.

સૃષ્ટિ સહુ[10] પૂરી થઈ જાત, શાસ્ત્રો સર્વ નિરર્થક[11] થાત;
ચાર આશ્રમ [12]મૂર્ખ બાંધ્યા, કેમ તમને ન પૂછવા આવ્યા.

રહેતે એક જ બ્રહ્મ બ્રહ્મ,[13]ક્યાંથી સૃષ્ટિનો થાત જ ક્રમ;
માયાને વર્યા ત્યારે ઇશ, તત્વબાળ થયાં તેવીસ.[14]

(૧) દરેકને પોતપોતાના વૈભવમાં કાંઈ ને કાંઈ ખામી હોય છેજ. સંપૂર્ણ વૈભવ કોઈ ને જ હોતો નથી. (૨) પરંતુ જ્ઞાની પુરુષને એવી કોઈ ચીજ ઉપર આસક્તિ હોતી નથી કે જેનો તે ત્યાગ ન કરી શકે. જ્ઞાનીએ સર્વ પરિગ્રહનો ત્યાગ કરેલો હોય છે, દેહ તથા સર્વભોગના વિષયોપરથી આસક્તિ ઉઠાડી લીધેલી હોય છે. (૩) પરમ આનંદસ્વરૂપ આત્માનુભવના ખરા સુખનો ભંડાર પાસે છે પછી, (૪) અલ્પ પણ મિથ્યા સુખ અન્યની પાસે લેવાની શું કરવા ઈચ્છા રાખું. (૫) ઈશ્વરી નિયમ. (૬) પરસ્પર પ્રેમવાળાં (૭) ચક્રવાક ચક્રવાકી રાતે નદીને સામસામે કીનારે રહી ગએલાં તે વિયોગ સહન નહિ થઈ શકવાથી. આખી રાત એક બીજાં પ્રતિ ટૌકા-મીલનની ઉત્કટઉત્કંઠા દર્શાવતા અવાજ કરતાં રાત ગાળે છે. (૮) લગ્ન કરવાથી (૯) કોઈ પાળત નહિ. (૧૦) કોઇ પરણત નહિ એટલે પુત્રાદિકની ઉત્પત્તિ નહિ થવાથી (૧૧) કોઈ ભણનાર નહિ રહેવાથી (૧૨) ચાર આશ્રમ બાંધનાર સ્મૃતિકારો. (૧૩) કોઇ પરણત નહિ એટલે મનુષ્યો પૂરા થઈ જાત અને માત્ર બ્રહ્મ રહેતે; અથવા પ્રથમથી જ ગૃહસ્થાશ્રમ ન શરુ થયો હોત તો માત્ર બ્રહ્મજ રહેતે એટલે સૃષ્ટિની ભ્રતિ કોને થાત? (૧૪) ઇશ્વર જ્યારે માયાની ઉપાધિવાળા થયા, ત્યારે તેમને તેવીશ તત્વરૂપી બાળકો થયાં. માયા શક્તિ-લક્ષ્મી સાથે પરણ્યા ત્યારે સાંખ્યશાસ્ત્રમા નીચે પ્રમાણે ૨૫ તત્ત્વો ગણ્યા છે.

मूलप्रकृतिरविकृति महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।
षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥

(૧) પ્રકૃતિ (૨) મહતત્વ-બુદ્ધિ (૩) અહંકાર (૪) પંચ તન્માત્રા-(૪) શબ્દ (૫) સ્પર્શ (૬) રૂપ (૭) રસ (૮) ગંધ (૯) પંચમહાભૂતઃ-(૯) આકાશ

# અનુપમ-ઉષા.

લેખક,

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

મુ. નડીઆદ. હાલ મુ. અમદાવાદ.

તુજ વૈભવમાં હોય ન્યૂન,[૧] મુજ ત્યાગમાં બાકી જ શુંય;[૨]
સુખનો છે પાસ ભરિયો ભંડાર,[૩] લઉં શેં કોની પાસ લગાર.[૪] ૫૮૦

રંભા—

શું ન પરણવું પ્રભુ સંકેત[૫] સરજ્યાં યુગલ શામાટ સહેત[૬] ?
[૭]વિહંગમથી વિરહ ન સહેવાય, ભેગા મળે સુધી ટૌકા થાય.

દિને એકબીજાં પાસે આવે, ઈશ પ્રેરણા શું ન જણાવે;
હોત અધોગતિ થતી એથી,[૮] ગૃહસ્થાશ્રમ જાત[૯] જગેથી.

સૃષ્ટિ સદ્ય[૧૦] પૂરી થઈ જાત, શાસ્ત્રો સર્વ નિરર્થક [૧૧]થાત;
ચાર આશ્રમ [૧૨]મૂર્ખ બાંધ્યા, કેમ તમને ન પૂછવા આવ્યા.

રહેતે એક જ બ્રહ્મ બ્રહ્મ,[૧૩]કયાથી સૃષ્ટિનો થાત જ ભ્રમ;
માયાને વર્યા જ્યારે ઈશ, તત્વબાળ થયાં તેવીસ.[૧૪]

(૧) હરેકને પોતપોતાના વૈભવમાં કાંઈ ને કાંઇ ખામી હોય છેજ. સંપૂર્ણ વૈભવ કોઈને જ હોતો નથી. (૨) પરંતુ જ્ઞાની પુરુષને એવી કોઈ ચીજ ઉપર આસક્તિ હોતી નથી કે જેનો તે ત્યાગ ન કરી શકે. જ્ઞાનીએ સર્વ પરિગ્રહનો ત્યાગ કરેલો હોય છે. દેહ તથા સર્વભોગના વિષયોપરથી આસક્તિ ઉઠાડી લીધેલી હોય છે. (૩) પરમ આનંદસ્વરૂપ આત્માનુભવના ખરાં સુખનો ભંડાર પાસે છે પછી, (૪) અલ્પ પણ મિથ્યા સુખ અન્યની પાસે લેવાની શું કરવા ઈચ્છા રાખું. (૫) ઈશ્વરી નિયમ. (૬) પરસ્પર પ્રેમવાળા (૭) ચક્રવાક ચક્રવાકી રાતે નદીને સામસામે કીનારે રહી ગએલા તે વિયોગ સહન નહિ થઈ શકવાથી, આખી રાત એક બીજા પ્રતિ ટૌકા–મીલનની ઉત્કટઉત્કંઠા દર્શાવતા અવાજ કરતા રાત ગાળે છે. (૮) લગ્ન કરવાથી (૯) કોઈ પાળત નહિ. (૧૦) કોઇ પરણત નહિ એટલે પુત્રાદિકની ઉત્પત્તિ નહિ થવાથી (૧૧) કોઈ ભણનાર નહિ રહેવાથી (૧૨) ચાર આશ્રમ બાંધનાર સ્મૃતિકારો. (૧૩) કોઇ પરણત નહિ એટલે મનુષ્યો પૂરા થઈ જાત અને માત્ર બ્રહ્મ રહેતે; અથવા પ્રથમથી જ ગૃહસ્થાશ્રમ ન શરુ થયો હોત તો માત્ર બ્રહ્મજ રહેતે એટલે સૃષ્ટિની ભ્રાંતિ કોને થાત ? (૧૪) ઇશ્વર જ્યારે માયાની ઉપાધિવાળા થયા, ત્યારે તેમને તેવીશ તત્વરૂપી બાળકો થયા. માયા શક્તિ–લક્ષ્મી સાથે પરણ્યા ત્યારે સાંખ્યશાસ્ત્રમાં નીચે પ્રમાણે ૨૫ તત્ત્વો ગણ્યા છે.

मूलप्रकृतिरविकृति महदाद्या प्रकृतिविकृतय:सप्त ।
षोडशकस्तुविकारो न प्रकृतिर्नविकृतिः पुरुष: ॥

(૧) પ્રકૃતિ (૨) મહતત્ત્વ–બુદ્ધિ (૩) અહંકાર (૪) પંચ તન્માત્રા–(૪) શબ્દ (૫) સ્પર્શ (૬) રૂપ (૭) રસ (૮) ગંધ (૯) પંચમહાભૂત:–(૯) આકાશ

એમ વધતો ગયો સંસાર, પરણ્યા પૃષ્ઠે બધો વહેવાર;[1]
મને સ્વીકારી સંસારસાર,[2] ભોગવી થાઓ સુખી અપાર. ૫૯૦

શુકજી—

નારી હું નથી કહેનો કોય, લગ્ન કરતા પાપ જ હોય;
ભાખુ [3]તો કુવારા કો રહે, માર વિષય તણા [4]નવ સહે.
જેને હોય ભોગની અભિલાષ,[5] ભલે પ્રિચ્છિત ધારે વિલાસ,[6]
માયાથી હું છૂટવા માગુ, બીજી ઈશથી વૃત્તિમાં ન લાગુ.[7]
પક્ષી પશુને નથી વિચાર, મારા પર છે કૃપા મોરાર,[8]
સૃષ્ટિ પ્રલયે[9] મોક્ષ જે ધારે, ભલે ત્યા સુધી ભાગ વધારે.
હુ ન ઈચ્છુ બીજો જન્મ, મારે હમણા ભોગવવા બ્રહ્મ;[10]
હું છુ આશ્રમ સર્વ બહાર,[11] મારે અર્થ ન તેથી લગાર.

(૧૦) વાયુ (૧૧) તેજ (૧૨) જળ (૧૩) પૃથ્વી (૧૪) પંચજ્ઞાનેદ્રિય—(૧૪) શ્રોત્ર (૧૫) ત્વચા (૧૬) ચક્ષુ (૧૭) જિહ્વા (૧૮) નાસિકા (૯) પચકર્મેદ્રિય—(૧૯) વાણી (૨૦) હસ્ત (૨૧) ચરણ (૨૨) અધોદ્વાર (૨૩) જનનેદ્રિય (૨૪) પચ પ્રાણ કે મન (૨૫) પુરુષ.

(૧) લગ્નથી પુત્ર પુત્રીઓ થાય પછી બીજા કુટુબો સાથે સબધ થાય છે નહિ પરણેલાને સર્વ શકાથી જુએ છે અને તેને ગૃહસ્થો આમત્રતા નથી. (૨) સસારમાં સારરૂપ—ઉત્તમ વસ્તુરૂપ—તત્વરૂપ મને અથવા સંસારનો સાર—સસારનુ ખરું સુખ. (૩) ભાખુ=આગ્રહપૂર્વક ઉપદેશ કરું તોએ શુ બધા કુવારા રહેશે? અથવા તો ઉપદેશ કરુ તો એ કુવારા બ્રહ્મચારી તો કોઈક વિરલજ રહે (૪) જુદા જુદા પદાર્થો ભોગવવાની ઉત્કટ ઈચ્છા થએ, તે ન મળવાથી, અથવા તો મળવામાં વિલબ થવાથી ઉત્પન્ન થતા દુખો (૫) ઈચ્છા (૬) સ્ત્રી સાથે વિલાસ કરે—સુખ ભોગવે. (૭) ઈશ્વર સિવાય બીજી વસ્તુનુ હું ચિંત્વન કરવા ઇચ્છતો નથી, કારણ કે મારે તો સ્ત્રી, એનું જેનુ મુખ્ય સ્વરૂપ છે, એવી માયાથી હુ છૂટવા ચાહુ છુ. (૮) મારામા મોરાર=ઇશ્વરે કૃપા કરી સુવિચાર મૂક્યો છે. (૯) જે એમ ધારતો હોય, કે વહેલો નહિ તો પૃથ્વીનો પ્રલય થશે ત્યારે તો મોક્ષ થશે, ત્યાસુધી છો જન્મ મરણ થયા કરતા, તે ભલે ભોગો વધાર્યા કરે. (૧૦) બીજો જન્મ મારે જોઇતો નથી એટલુંજ નહિ, પણ, આ જન્મમાંએ મારે વિષય ભોગ ભોગવવા નથી, અને બ્રહ્માનન્દનું સુખજ ભોગવવુ છે, આ જન્મમા જ મુક્ત થવુ છે. (૧૧) આત્મરૂપે. न वर्णा न वर्णाश्रमाचार धर्मा. ।

મારા સરખો કો નીકળી જાય, વાત ફરી લેશો બંધ થાય;
મારાથી નવ હાલે મળી, મારી જાત ગઈ છે ગળી[1].

ચાલે મુજવીણ તમ સંસાર, મારી તમને ફીકર ન લગાર;
કાઢી નાંખી સંસાર ની વાટ,[2] સંસાર રાખો તમે તમ માટ.
હું ન ઇચ્છું ચલાવવા સંસાર, મારે સમેટી[3] દેવો વહેવાર;
કયમ કરું હું નવો તે આ વાર, માયાને મારા છે નમસ્કાર.
બ્રહ્મચારી મને ધન્યા[4] લહે, બ્રહ્મ ચર્ય[5] છોડું કયમ કહે;
રાખ્યું હનુમાને જોતા રામ, સર્વ વસ્તુમાં તે અભિરામ.[6]
તેનું બળ નહિ તુજને અજાણ્યું, તેણે એ વ્રતે શું સુખ માણ્યું;
જેના હૃદયે છે ભોગ અંકુર,[7] વ્રત ધર્મ ગણી પાળે શૂર.[8]
તેવો છે હયાં જે સમુદાય, તુજ સરખીની સાથ ગુંથાય;
બનતા તેહ[9] સુધર્મી ગૃહસ્થી, સમજે[10] ભોગથી તૃપ્તિ નથી.

નિયમે રુડો આશ્રમ પાળે, જિતેંદ્રિય બને અલ્પકાળે;
તેથી હોય ઉતરતા જન, વયથી થાય શિથિલ મન.

(૧) દેહાભિમાન નષ્ટ થવાથી બ્રહ્મમાં હું ગળી ગયો છુ. (૨) સંસારરૂપી ચક્ર–પીડાની વાટ. સંસાર બધાના તમે માલીક થાઓ અને તમારે માટે સંભાળી રાખો. મને સંસારરૂપી ચક્રનો હવે ઉપયોગ નથી. (૩) સમાપ્ત કરી દેવો છે. (૪) કલ્યાણી પુણ્યશીલ સ્ત્રી (૫) તું મને બ્રહ્મચારી ગણે છે તો મારો બ્રહ્મમા રમણ કરવાનો નિયમ. (૬) સુંદર (૭) જેનામાં વિષય ભોગની ઇચ્છા છે પરંતુ (૮) પોતાના ધર્મ સમજીને સંયમ રાખી બ્રહ્મચર્ય વિ. નિયમો પાળે છે. (૯) તે ધર્મનિષ્ઠ ગૃહસ્થાશ્રમી થાય છે અને (૧૦) આખરે સમજે છે કે વિષયભોગ ભોગવવાથી તૃપ્તિ થતી નથી.

न जातु कामः कामाना मुपभोगेन शाम्यति ।
हविषाकृष्णवर्त्मेव भूयोभूयोऽभिवर्धते ॥

ધર્મથી જે મળતા ભોગ, વધારે તેપણ વાસના રોગ;
સયમ વીણ ન શાતિ થાય, દાહ અંતરના નહિ હોલવાય.

વાનપ્રસ્થથી સૌ અભિલાષ, ભોગમાંહિ ત્યજ્યો ઉલ્લાસ;[1]
સખી[2] સાથ સ્ત્રી નિયમ પાળે, વાસના સર્વ એમ પ્રજાળે.

થાય યોગ્ય લેવા સન્યાસ, નારાયણ[3] રૂપ કરતા પ્રકાશ;
મને સંન્યાસી સરખો ગણ, મારી આશ ન રાખતુ કણ.

હું છુ નિર્ગુણ અસગ અપાર, તુજ ગુણની કદર ન લગાર;
તારા મનોરથ નવ પૂરાય, મારી સાથ ખરે તું ફસાય. ૬૨૦

ધન્ય[4] ઈચ્છે તું બ્રાહ્મણ બાળ, મળશે ઠેક તને જા ભાળ;
વનમાં ફળથકી[5] જીવન વ્હેવું, ત્યાગી જાણે ન અન્ય[6] છે કેવુ.

(૧) હર્ષથી ભોગ ભોગવવાની વૃત્તિઓ. (૨) સ્ત્રીને મદદગાર મિત્ર તરીકે સાથે રાખી વિષયસુખ ન ભોગવતા સંયમથી રહે અને જુદા જુદા વિષયો ભોગવવાની કામનાઓને બાળી મૂકે. (૩) સન્યાસીને નારાયણ સ્વરૂપ ગણવામાં આવે છે. તે હમેશા નારાયણનું ધ્યાન કરતા રહે છે. ઉપાસક જે ઈષ્ટનું ધ્યાન કરે છે, તે તદ્રૂપ બને છે. સન્યાસીને નમો નારાયણ કહી સબોધવામાં આવે છે તે પ્રસિદ્ધ છે. (૪) બ્રાહ્મણના બાળકની સાથે પરણવા તુ ઈચ્છા કરે છે તેથી તને ધન્ય છે. જે સ્ત્રીને મોજશોખ ભોગવવાની ઇચ્છા ન હોય પરંતુ બ્રાહ્મણ પતિની તપશ્ચર્યામા મદદ કરી, સેવા કરતાં કરતા ધર્મમય સાદુ જીવન ગાળી કલ્યાણ સાધવુ હોય, તે બ્રાહ્મણ સાથે લગ્નમા જોડાવાનું મન કરે. (૫) ફળાહારથી નિર્વાહ કરવો. (૬) બીજાને એ કઠણ જીવનનો અનુભવ ન હોઈ શકે માટે હે સ્ત્રી મારી સાથે વનમા રહી એવા કઠણ કષ્ટ દાઇ જીવન ભોગવવાની ઇચ્છા છોડી દે.

રંભા—

સહેલો નથી નીભાવવો વહેવાર. કાયરને[1] દીસે મોટો પહાડ;
એકલા ખાવનું સારૂં લાગે, કરવું બેઠીકર[2] મન ભાવે.
એકલો જ શું કરવા રળે[3], ઉંઘવા[4] નિરાંતે વન વળે;
પોષે શું તે બીજું જન, ઘરે રહેવા મ્હેમાન ન મન.[5]
પ્રમાદે પડયા જડવત રહે, નબળી નિવૃત્તિને તે ચહે,
જેથી ઇંદ્રિય વશ નવ થાય, પટ શત્રુને નહિ જીતાય
[6]સંસારે સરમાં નહિ રહેવાય, મન ઇશ પાસે ન રખાય;
એમ અલિપ્ત ન જેથી વસાય, દાસ બની જનસેવા ન થાય
[7]દુર્ગુણ ભરિયો ન પીડા ટળાય, દુર્બળ જંગલમાં ઝપલાય;
સ્મરી ગત સુખ ઝળતો રહે. આપદામાં જીવન વહે.

(૧) જે કાયર પુરૂષ હોય તે વ્યવહારમાં રહેવું તે મોટા પહાડ ઓળંગવા સરખું સમજી તેને કંટાળી છોડી દે છે. વ્યવહારને દીપાવવો એમાંજ ખરી મર્દાઇ છે. (૨) સંસારમાં તો કેટલી કેટલી વાતની ચિંતા રાખવી પડે, રૂએરૂએ જીવ રાખવો પડે, તે તમારા સરખા નવરાળને આળસુને કેમ પસંદ પડે (૩) જેનાથી રળાય નહિ અને જે માત્ર પિંડપોષી હોય, તે સંસાર છોડી દે. (૪) તમારી સમાધિ, એ હમારે મન તો ઉંઘ કાઢવા બરાબર છે. (૫) તેમને ત્યા મહેમાન કોઇ થતુ નથી

(૬) 'સંસાર શું સરસો રહે અને મન મારી પાસ;
સંસાર શું લેપે નહિ, તે જાણુ મારો દાસ.'

કંઇક નિષ્કામ કર્મ કરતાં કરતા સંસારમાં નિર્લેપ રહી પ્રભુ ભજન કરવું તેને ઉત્તમ ગણે છે. निजगृहात्तूर्णं विनिर्गम्यताम् વિરાગ થાય કે ઘર છોડી જવું એ પ્રમાણેનો ઉપદેશ પણ પ્રસિદ્ધ છે, પણ સંપૂર્ણ વિરાગ ભર્તૃહરિ જેવા વિરલનેજ થાય છે. અન્ય ઘર છોડે છે તે દુઃખી થાય છે કે નવી ઉપાધિ વહોરે છે. (૭) દુર્ગુણથી ભરેલો હોય અને પોતાની કે બીજાની પીડા ટાળી શકે નહિ તેવો-સંસારથી કંટાળેલો.

શુક—

રળું હાવે હુ કોને અર્થ, રળે રળનારો[1] અર્થે સર્વ;
અમ પાસથી નિદ્રા ખસી, માલ પડે પેટે જઇ વસી.
સાત્વિકફળ વીણ બીજુ ન ચાહું, તમ માટ હું અન્ન ઉગારું;
પ્રભુ કર્તા, મારાથી શું થાય, સર્વ અન્ન થકી પોષાય.
મૂર્ખ ધારે વૃથા અભિમાન, કણ જેનો તેને મળે જાણ;
લાવ્યા સાથે હતા શું માલ, રુડા કોણે કર્યા તમ હાલ.
તમે માનો છો દેઉ હુય, એ તો ચૂકવાયે તમ ઋણ;
જેને માટે સુજી જે વસ્ત, જાય દોડી કરે તે સમસ્ત. ૬૪૦
[2]દાતાપણાં વિના નવ ચાલે, રૂડાં અભિમાને ભલે મ્હાલે;
[3]એથી મમતા ધીમે ઓછી થાય, અહતા પણ ધીરે પળાય.
[4]તમથી મેળવાતુ જો હોય, તો શેં દુઃખ રળી જન રોય;
જુજ વસ્તુ તમે સઘરો, ઇશ જાતે બનીને ફરો.
એવું છે હલકું જનચિત્ત, ફૂલે મળતાં કણિકા વિત્ત;
આખી પૃથ્વી છે ફરવા સારુ, જળ તૃપ્ત અતિ કરનારું.
વાયુ જીવન વહે છે અમાપ, સૂર્ય ચંદ્ર કરે છે પ્રકાશ;
કેવો આકાશનો વિસ્તાર, જેનો પમાયે નહિ પાર.
વિભૂતિ ભગવાને દીધી, નહિ ઉણપ કાઇ કીધી;
રાખી [5]ક્રોડનો હીરો પાસ, જન અતરમાં અતિ હાશ. ૬૫૦

(૧) ઈશ્વર. (૨) દાતાપણાનું અભિમાન કર્યા સિવાય જેનાથી દાન થતું નથી તે ભલે દાતાપણાનું રુડુ અભિમાન રાખે. (૩) દાતાપણાના અભિમાન સાથે દાન કરવાથી દ્રવ્યપરની મમતા ઘટે છે અને હુ દાન કરુ છું એવું અભિમાન ધીરે ધીરે ઓછું થાય છે. મહાન લોકોપયોગી કામો દાતાપણાનાં અભિમાનથી થયા છે માટે એ અભિમાન સારુ છે એમ કહ્યુ છે. (૪) "તારુ ધાર્યું થાતું હોત તો સુખ સચી દુ.ખ હરે."

(૫) એકકરોડની કિંમતનો હીરો ગજવામા હોય તો માણસ પોતાને શ્રીમંત

પંચ તત્વની કિંમત નહિ, [1]હીરો ચૂંસી જીવે કોણ અહિં ?
પ્રાપ્ત સત્સુખ આ આત્મ ધન, તેને ઉવેખી બાળે મન.
મારાથી જે પોપણ પામે, તે તો દુઃખ તમારાં વિરામે;
મારી સમીપ આવે અધિકારી, તેની પુષ્ટિ ન જાયે ધારી.
આરોપેલું આળસ તુજ મને, ત્યાં ન આવે વિદ્યાર્થી કને;
અલ્પ નિદ્રા નિવૃત્તિ બળે, નવું ઉપજાવી જશ રળે.
સમાધિથી શું હિત થાય, અન્ન આગળ શું રે કથાય;
અહિં આવે અતિથિ એવા, જેને જોઈએ ન મીઠાઇ મેવા.
આતિથ્યે થાયે પૂરણ કામ, આત્મારામે કરે વિશ્રામ;
ભરે મિષ્ટાન્ને ઉદર જે પૂર, પાપવૃત્તિનું રેલાય પૂર.[2]
જાગ આરોગ્ય વ્હેન ન પડે, આત્મવિચાર ચિત્ત ન ચઢે;
અહિંઆં જે ભોજન કરે, તેને જમવું ફરી નહિ પડે.[3]
તેનું તૃપ્તિ સુખ ન કથાય, દેવને પણ ઈર્ષ્યા થાય;
નથી ઈશે રચિયા ભોગ, તમે સર્વે ઉપજાવ્યા રોગ.
જેવી ઈચ્છામાં તમે પળિયા, દયાળુએ ઈષ્ટ સ્થિતિ ધરિયા;
જ્યારે વાસના તાર તૂટશે, હરિશરણ ગ્રહે ઉદ્ધરશે.
જેજે કરિયે આપણે કાર્ય, તે સૌ પ્રભુક્રિયામાં સમાય;
માટે જેવી પ્રેરણા થાય, તેમ કરી રાચવું મનમાંય.

સમજે, અને પ્રભુએ પંચ મહાભૂત-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશ સર્વને આપ્યાં છે તેની મનુષ્યને કિંમત નથી. કરોડનો હીરો એક કોલસાનો કકડો જ છે. (૧) હીરો ચૂસવાથી મૃત્યુ થાય છે તે પ્રસિદ્ધ છે. દ્રવ્ય પર આસક્તિથી મૃત્યુની પરંપરા ઉભી થાય છે. હીરો ચૂસવાથી-દ્રવ્યપર આસક્તિ રાખવાથી કોણે અમર જીવન મેળવ્યું છે ? (૨) ભોગાસક્ત મનુષ્યમાં અનિષ્ટ વૃત્તિઓ વિશેષ વિશેષ ઉઠે છે. (૩) रसवर्जं रसोप्यस्यपरं दृष्ट्वा निवर्तते॥ -જમવાની-ઈંદ્રિય ભોગની આસક્તિ નહિ રહે.

સઘળે અનુભવે આત્મ અભેદ, રહે કયા પછી શાનો ખેદ;
જેને ઈંદ્રિય આધીન હોય વન વસવાનું તે સુખ જોય. ૬૭૦
જેનેથી તે નવ રોકાય, નિત્ય ઝંખે વિષય મનમાય;
તેણે રહેવું ભલું સંસાર, ધર્મે ભોગવવાં સુખસાર.
આવે જો તે અરણ્યની માહિ, રહેશે નિશદિન બળતો ત્યાંહિ;
નિર્જન સેવ્યું ન સાર્થક હોય, અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ હોય.
વળી ઉપાધિ કંઈ અહિં વરે, કુટુંબો નવનવાં કરે;
એશે થઈ મોટો મહંનો બાવો, ગાય ખેતીવાડી બાવી વાળો.
કરે વિષય વ્યસન અપાર, ચેલાનાં ટોળા લોક ખુવાર,
શિવમંદિર માલીક થાય, [1]કથા અર્થે મંડપ ન અપાય.
આવા એ કરવું રુડું ઘર, (જ્યા) મુઠી ધાન્ય દેવાનો અવસર,
લોટ ખાવો ને ભસવું બે વાત, સાથ થાય ન સર્વને જ્ઞાત. ૬૮૦
સંસારે પ્રભુ ભજવા જે કહે, આસક્તિ છૂપી ઢાકવા ચહે;
થાવું જનક ન સર્વને સ્હેલ, ઈચ્છું ધરવા ન સંસાર મેલ.
દુર્વાસા કૃષ્ણ સરખા ન સર્વ, તેવા હોવાનો જે ધરે ગર્વ;
જ્ઞાન તપ ના તેવા રળાય, કહે યમુના ન ઓળંગાય.[2]

૧. કોઇ મંદિરના મંડપમા હરિકીર્તનો કે વ્યાખ્યાન કરવા આવે તો મંડપનો ઉપયોગ કરવા નહિ દે અથવા ભાડુ લે.

૨. ગોપીઓને દુર્વાસા મુનિ, જે યમુનાને સામે કિનારે હતા, તેમને ભોજન કરાવવા જવુ હતુ, પણ યમુનામા પૂર હતુ. આ અડચણ શ્રીકૃષ્ણને કહેતાં તેમણે કહ્યુ, કે કૃષ્ણ સદા બ્રહ્મચારી હોય તો માર્ગ આપો એમ કહેશો, એટલે યમુના નીચા થઇ જઈ માર્ગ આપશે. આ પ્રમાણે કહી, ગોપીઓએ સામે કિનારે જઈ દુર્વાસા મુનિને ભોજન કરાવ્યુ. હવે પાછા જવાની અડચણ દુર્વાસા મુનિને જણાવતા તેમણે કહ્યુ, કે દુર્વાસા સદા ઉપવાસી હોય તો માર્ગ આપો, એમ યમુનાને કહેજો, એટલે તે માર્ગ આપશે. આ પ્રમાણે કહેવાથી ગોપીઓને યમુનાએ માર્ગ આપ્યો. આ ભાગવતમાંની આખ્યાયિકા છે, અને તે શ્રીકૃષ્ણ તથા દુર્વાસા મુનિની અનાસક્તિ દર્શાવવા યોજેલી છે.

પેશે કાજળ કોટડી મ્હાંય, ડાઘ લાગશે નિશ્ચે વદાય;
નાંખિએ પગ પર પથ્થર, વાગ્યા વિના રહે ન તે જડ.
જેને પાળવો નિજ પરિવાર, લોકસેવાની ક્યાં પરવાર;
મચ્યો અર્ભકોના કિલકિલાટ, ઈશભક્તિની તે ચૂક્યો વાટ.
બ્રહ્મચારીને ન સ્વાર્થકામ, પરોપકાર કરે તે નિષ્કામ;
આ યજ્ઞે જીવન ન હોમાય, ભલે કરે ગોઝારી તે કાય.
[1]પાણિ સ્ત્રીનો જે નર ગ્રહે, ગુમાવવા પાણી પોતાનું ચહે;
નારી વિલાસે રહે ઉછળતો, સ્થિરતા ત્યજે. તેને નેન કરતો.
છું અલિપ્ત માની ઠગે જાત, મનમાં કંઈ ને મુખે કંઇ વાત;
તેના દંભતણો નહિ પાર, સર્વ જાણે છે કેટલો ભાર.
તેની ડાહી ડાહી હોય વાત, પીડાતો અંતરે કામવાત;
સુજ્ઞ પારખે તેનું પોત, સ્વાર્થી ભોગે બળે જીવનજ્યોત.
ખરડાવાને જે નવ ચહે, દેખતાં દુર્ગંધે શીદ પડે;
જે વરાહ શું વિષયાસક્ત, મદિરાક્ષી મદિરા રક્ત,
ઇંદ્રિય નિગ્રહે જે છે અશક્ત, બન્યા રહે ભલે બગભક્ત.
ન લગાડવો સંસારનો લેપ, નહિ સીંચવા વાસના થેપ;
લેપાઈ કહેવડાવવું નથી નિર્લેપ, મારી છે જૂદા માર્ગે ખેપ.
બાંધ્યાં ઈશ્વરે ચૌદ ભુવન, નીભાવે ન ભોગે જગજીવન.
જીવો પડ્યા તૂટી મારા કરતા, પચવી પડવા પરસ્પર વઢતા;
ઉંદર ખોદે ને ભોગે ભુજંગ, એવા માંડ્યા છે પામરે ઢંગ.
સંસારે લપટાયા જીવ, ભોગે દુર્બુદ્ધિ દુઃખ અતીવ;
માયા પરિવાર જોઈ ઈશ રાચે, નહિ ભોગ તેની પાસ યાચે.
તેણે સાચવિયું નિજપદ, સ્વરૂપ ભૂલ્યા ન્હોરી આપદ[2];
ગૃહસ્થી જ્ઞાની વિરલ થયા, અંતે થાકીને સન્યાસે વળ્યા.

(૧) હાથ (૨) સ્વરૂપનું ભાન જાય તો બધી આપત્તિઓ ખડી થાય.

હું શે ગ્રહું જે છોડવું પડે, ધારું ઉપાધિ શીદ જે નડે;
નહિ સ્વર્ણ પીંજરે ગોંધાઉં, સ્વાતંત્ર્યે મુક્તિ વનફળ ખાઉ[1].
તું જો ઇચ્છે સેવવા લોક, કર લગ્ન અભિલાષ ફોક;
બીજાના અવગુણ જોવા છોડ, સુખચ્હેનની ઇચ્છા મોડ.
બીજામાં જે સદ્‌ગુણ હોય, ગ્રહી મેલ તું તારા ધોય;
દષ્ટિમાં દિવ્ય અંજન આંજ, સારુ સર્વમા જોઈ રાચ.
મને દુર્ગુણમાં દુર્ગુણ ન ભાસે, રિપુ છ મિત્ર રૂપજ લાગે;
[2]કામ પિતા પ્રભુ પદ ધરે, તેથી કામ સઉ નિજ સરે.
[3]ક્રોધ કરે પોતા પરે શમે, જ્યારે અવળે માર્ગે મન ભમે;
[4]લોભ શ્રીરંગ લાભે લપેટો, પતિથી સતી દૂર ન પ્રેખો.
મોહનું સ્થાન મોહન મૂર્તિ, મૂઢતા જાય સ્વરૂપની સ્ફૂર્તિ;
મદથી ઉન્મત્ત શું ઘૂમો, પહેલુ હરિ ચરણામૃત ચૂમો.
મત્સર ધારો જોઈ શુભ કામ, દોઢાં કરી પકાવો નામ;
સત્ય ન્યાયનો કરો પક્ષપાત, જેથી થાય ઉજ્જવળ તમ જાત.
[5]અંહકાર વૃત્તિ ઓળખાય, પછી 'સો'મા મેળાપ જ થાય;
હસ રૂપ બની વિચરાય, આત્મમૌક્તિક ચારો ચરાય.
ચોરું અન્યનું વાસનાધન, વિદ્યા શું રમે લપટ મન;
[6]શીખવું ન્યાય હેતુ વ્યભિચાર, દૂર દોષ બને નિર્ધાર.

(૧) સ્વતંત્ર રહીને મુક્તિના સાધન રૂપ વન ફળથી નિર્વાહ કરુ, (૨) કામ–પ્રદ્યુમ્નના પિતા શ્રી કૃષ્ણના ચરણ પ્રત્યે કામ પ્રીતિ રાખે. (૩) ક્રોધ આવે તેનાપર ક્રોધ કરે તો તે શાંત થઈ જાય. (૩)પ્રભુ ભક્તિનો લોભ રાખો તો લક્ષ્મી પણ ત્યા આવશે. (૪) સોહમ્–અહસ તે–સચ્ચિદાનંદરૂપ હુ છુ એ પ્રમાણે વૃત્તિ કેળવવાથી અહંકાર ઓગળી જાય છે. (૫) હેતુનો વ્યભિચાર. વિપક્ષમાં હેતુ હોય તો તે હેતુ દોષવાળો ગણાય. આ ન્યાય શાસ્ત્રની પરિભાષા છે. આ પર્વતપર અગ્નિ છે કારણ કે ત્યાં ધૂમાડો નીકળે છે. વ્યાપ્તિ જ્યા જ્યાં

બોલી મિથ્યા[1] હું આ સંસાર, કરું ખંડનમાં ન વિચાર;
મારું સદ્બોધ કેરા માર, જ્ઞાન ખંજરે જીવ ભવપાર.
ગણું સ્ત્રી હત્યા ન લગાર, કરું મીઠી આસક્તિ ઠાર,
હણું જ્યા જ્યાં ભ્રમ દેખાય, એવી હિંસા મુજથી થાય.
નિંદુ નિંદ્ય જ જે દુષ્કર્મ, મને લાગે ન તેમાં શરમ;
મારે હરિનામ કેરા પ્રલાપ, વાણી બીજા વ્યર્થ વિલાસ.
વાણી વદુ જેથી ઉન્નતિ થાય, જન હિતજ જેથી સધાય,
જ્ઞાન નવીન પ્રકટ જેથી હોય, સુખ મનુજ નવીન જેથી જોય.
કાવ્ય શાસ્ત્ર નવાં ઉપજાવું, વિજ્ઞાને મુજ ચિત્ત હું ધારુ;
શ્રેય ઐહિક જેથી થાય, પરલોકનું પણ સુધરાય.
દોષ હરું દીધા વીણ અન્ય, આવી ચોરી ગણું હું ધન્ય;
ભક્તિ રાણી અનુગ્રહ યાચુ, શાંતિની પ્રીતિમાં હું રાચુ.
ઉંચો ચાલું અસત્ માર્ગોથી, અવળો વર્તુ અહિ પામરોથી;
ભૂમિ નીચ ખાડે નીચો થાઉં, જ્ઞાન કૂપનું હું નીર પાઉં.
[2]મારુ સંસાર નિમકહરામ, રૂપને નવ રાખુ નામ;
[3]વ્યર્થ વખત ગયો શોક કરુ, બીજાં કોઈ ગયાં ને ન રડું.

ધૂમાડો છે ત્યા ત્યાં અગ્નિ છે, પણ, જ્યા જ્યાં અગ્નિ છે ત્યા ત્યાં ધૂમાડો છે, આ અનુમાનદૂષિત છે, અને હેતુ, અગ્નિના વ્યભિચારવાળુ છે, તપેલાં લોઢાના ગોળામાં અગ્નિ છે પણ ધૂમાડો નથી. વિપક્ષ–લોઢાના ગોળામાં હેતુ–અગ્નિનો વ્યભિચાર હોવાથી આ અનુમાન સિદ્ધ થતુ નથી. (૧) મિથ્યા–અસત્ય વદુ તો એટલુંજ કહુ કે સંસાર મિથ્યા છે, જો કે આ કહેલું પરમ સત્ય છે. (૨) સસારને વધારીને હુ તેને મારી નિમકહલાલી દર્શાવતો નથી. રૂપ અને નામવાળી વસ્તુને રાખવા યોગ્ય–સત્ય ગણુ નહિ. રાખવા યોગ્ય એક પરમાત્મ તત્વજ છે. (૩) कालहानि. समय च्युति. ॥ નિજ જનનું મરણ કે નુકશાન થાય તો તેનો શોક કરિયે છિયે, પણ એ શોક નકામો છે. વખત નિરર્થક ગાળવો તે મોટામા મોટી હાનિ છે. કારણ કે आयुः क्षण लवमात्रं

હું તો મરકું કાળની ડોક, ભૂત વર્તમાન ભાવી ફોક;
મારું પથ્થર સરખા બોલ, કરે વિરલા તેનો તોલ.
લોક નિંદા હું માંગી લઉં, સર્વના હિતની વાત કહુ;
હું ઉઘાડા પાડું તે જન, ખોટે રસ્તે દોરે લોક મન.
કટુ અપમાન સૌનું સ્વીકારુ, શ્રેય કરતાં લાગે લોક ખારુ;
ક્ષમા ધારુ ન, ઝાપટું વાણે, સ્વ પર હિત જે તોડવા તાણે.
ગાડી ઘોડા ન છોડી હંકાવું, રોકતાં ઇંદ્રિયોને શીખાવુ,
પુષ્પહારે નહિ હું દટાઉં, વિષય પુષ્પે દટાતા બચાવુ. ૭૫૦
બીજાના પહેરે હાર ન લોભો, નિજ સુકૃત માળથી શોભો;
માનની ધાંધલ હું નીકાલું, મહેનત સઘળી પ્રાપ્તવ્યે વાળુ.
પૂજા પાદની હુ ન કરાવુ, અન્યને પૂજ્ય પાદ બનાવુ,
જાતે થઈ ન પડું હુ આદર્શ, છે આદર્શ સ્વરૂપ તમ સર્વ.
મારાં કાર્ય ન મોટા ધારુ, અલ્પ કાર્ય અવરના વધાવું;
નાના વડે મોટો ઓળખાય, નાના વડે તેતો ગોભાય.
જોકે મણિકો મોટો કહેવાય, પાશેરાનું ન સ્થાન લેવાય;
મારું સ્થાનક છે ઠીક ઠીક, તમ સ્થાન રુડા જ્યા ન બ્હીક.
જન્મ્યા કરવા જ્યાં જે કાર્ય, કરી ઉત્તમ તે અનિવાર્ય;
વેદ ભણતા બ્રાહ્મણનું શ્રેય, શૂદ્ર સેવાથી સાધી લેય. ૭૬૦
કોઈ મોટો નથી કોઈ છોટો, કર્તવ્યે મચનાર નો તોટો,
કરે પોતપોતાના કામ, શ્રેષ્ઠ તે કરે ધર્મ પ્રમાણ.
બહાર વાસી લઈ જાયમળ, ભોગે આરોગ્ય સૌ નિર્મળ;
તેના સમાજપર ઉપકાર, અપૂર્વ છે અવર્ણ્ય અપાર.

न लभ्यते हेम कोटिभि क्वापि ।। આયુ પૂરુ થયું પછી કરોડ મહોર આપિએ પણ એક ક્ષણનું આયુ વધારે મળી શકે નહિ. નકામી પળ ગઈ તે ગઇજ ફરી મળવાની નથી. માટે પશ્ચાત્તાપ–શોક, વ્યર્થ સમય ગાળ્યાનો કરો.

તેને નીચ તે કેમ કહેવાય, જેનું જીવન ઉપયોગી જાય;
શાના કહેવાય ઉત્તમ જન, ગાદી બેઠા બગાડે પવન.
રંકનાં નિર્વાહ સાધન, લૂટી ફાલ્યા ભરી ઘર ધન;
દાન પ્રસંગ મર્ણ તુલ્ય ગણે, પર પચવી અતિખુશી બને.
મળવાનું તે મળશે ખરું, વૃથા પાપે કરો શ્રેય પરું;
મળ્યું સત્કાર્યે વાપરી લ્હાવો, લઈ ને તમે ધન્ય ગણાઓ.
દાતા પણું મિથ્યા અભિમાન, માલ દીધો છે ઈશે તમામ;
તમે કણિકા ઉપજાવી ન શકો, અભિમાને મેળવ્યું બકો.
જેનું તેને સોંપી ને કૃતાર્થ, સંતોષે પ્રાપ્તસ્થિતિ સાર્થ;
માનો ઉત્તમ જે મળ્યું સ્થાન, યોગ્ય છે તે અવર ન કામ.
ભેળો ડહાપણ નાહિ તમારું, ન્યાયીને સોંપો ભવિષ્ય થનારું;
પ્રભુ દોરે જે સન્માર્ગ, આદરી કરો આ જન્મ સાર્થ.
કોની ઉન્નતિમાં અંતરાય, કરવાથી ખરે નીચાં જવાય;
મળી બુદ્ધિ તે જેવો પ્રસંગ, સદુપયોગે રાખો તેવો રંગ.
વર્ગમાં સઉ પ્રથમ ન હોય, અંતિમ ને ગુરુ લક્ષથી જોય;
અંતિમ થાય સઉથી ધનાઢ્ય, અગ્રિમ કંઈક બને હાસ્ય પાત્ર.
છે આ વિચિત્ર જગ વ્યવહાર; ગર્વ લ્હેજતે નાહિ લગાર;
ઉંચે ચઢવા ઈચ્છા ધરો, નીચાં દગે પગલું ભરો.
શક્તિ વિચારી બીડો હામ, વરો સફળતા અભિરામ;
સેવું છું અહિં હું ધર્મ મારો, ભોગ ત્યાગનો ઉમરો શમાયો.
અહિં આત્મ વિષયનો યોગ, શાંતિ મનને વળી આત્મભોગ;
મનની બળતરા સર્વે ભાંગી, આત્માામૃતસરની લ્હેરલાગી.
જેણે વ્રત ધાર્યું આજીવન, તેતો સુખ દુઃખ ધારે ન મન,
જેને બ્રહ્મચર્યામૃત ભાવે, અત્રે સ્થિર થઈ અન્ય ત્યાગે

રંભા—

સ્વાર્થી મોક્ષ ઇચ્છે સઉ ગાંડુલો, સુખમાં દોડે વહેલો વહેલો;
બંધુ દુઃખમાં છે નિજ પડિયાં, એકલ પેટાં સુખ કેમ ગમિયાં.

મોડે અંગ ન અન્ય ઉદ્ધાર, રહેતો સતાઇ વન મોઝાર;
ખાઇ ફળ મૂળ મનમાં રાચે, ઘેર ઘેર ભિક્ષાર્થે યાચે.
જેથી પોતા માટે ન રળાય, વ્હાલાં અર્થ તેનાથી શું થાય;
બહુ વાતમાં જેહ ચતુર, કરવું કાઇ ન ઓગાળવે[1] શૂર.
ખરું સુખ છે જન સેવામા, દર્દી ને મેવા દેવામાં;
ગાળો સાદુ જીવન સત્કર્મે, ખૂબ મેળવી ખર્ચો ધર્મે.
બહુ ઢીમ્મર સહે વર્ષા ટાઢ, ખેંચે મીન ખુચે જયાં દાઢ;
તાપ વાગરિઓ બહુ સહે, મેના પોપટ ને જે ગ્રહે.
એવા ને છે તિતિક્ષા સાધ્ય, એટલાથી શું સધરે કાર્ય;
વૃથા વેઠે એવી વ્યથા, એદીને નહિ કોની તથા. ૮૦૦
જેણે સ્વાર્થ નહિ નિજ સાધ્યો, તેણે અર્થ શું અન્યનો સાર્યો;
પોતે નિજ દુ ખપંકે ખૂચ્યો, લાભ શો બહુ તે કદિ ભૂંકયો.
સ્વાર્થ સમજે પરાર્થ સધાય, તેને નિજ પર, એક જ થાય;
બન્ધો હોય જે મુક્તજ જાતે, તે તો બંધ બીજાના કાપે.
જેણે મેળવ્યુ હોએ સુખ, દઇ ભાગશે અન્યનુ દુઃખ;
જેની પાસે નથી એક કોડી, તે શું આપશે થેલી છોડી.

શુક—

દુ.ખી બધુમાં દુ.ખી હું હોઉ, તેથી તેનું શું દળદર ખોઉ;
એકને થાય સુખનુ ભાન, બધુને દેશે તેનુ જ્ઞાન.
સુખમાં પળવું નથી પાપ, દુ ખ ધારવુ ઠીક ન વાત;
શોકાતુર ન ધારવુ સુખ, દેખી ઉપજે અન્યને દુ.ખ. ૮૧૦
વિનાકારણ એ અન્ય પીડા, દેતા ધારત નવ મૂર્ખ ક્રીડા;
સદા રહેવુ આનંદે આપ, સુખ વિસ્તારી સૌમા અમાપ.

(૧) પશુ માફક બેઠાં બેઠા ખાધેલું ઓગાળ્યા કરવામાં, માથાપરથી કામ ઓગાળી કાઢવામા.

સૂર્ય રહે ગગનમાં દૂર, પ્રકાશે, પૃથ્વી પ્રવૃત્તિ પૂર;
અહિંથી જ્ઞાન કિરણ ફેલાય, શુભ આરંભ ધર્મની થાય.
વિદ્યાર્થી વિશ્વ અહિંથી જઇ, ગાજશે પરાક્રમોમાંહિ;
અહિં પળ નવ જાય નકામ, અહિં નથી કરવાના વિરામ.
શુભ કર્મની સંતતિ ચાલુ, તેમાંથી નવ કોને નિવારુ;
નિવૃત્ત છે હમારે કર્તવ્ય, તેથી કર્તવ્ય સઘળા સેવ્ય.
તમને પોતપોતાનાં કામ, અમે કરિએ બધું નિષ્કામ;
ઝઘડા પુરુષાર્થને પ્રારબ્ધ, [1]એક સરખા અમારી અગ્ર.
હમે કીધો છે જ્યાં વનવાસ, તમ વિક્ષેપનો નહિ ત્રાસ;
હમે રહિએ મલિનતાથી દૂર, સત્વે બનિએ જેથી ભરપૂર.
ત્યાગી સુત વિત્ત લોકાભિલાપ, ધન્ય ભિક્ષા કરે લઇ સન્યાસ;
પાપ ગૃહસ્થનાં જઇ દહે, પુણ્ય[2] સઉ વ્હાલાં માંહિ ભરે.
પ્રજા સુખી પૂર્વજોના પુણ્ય, સૃષ્ટિ આધાર સંત સુકર્મ.
યતિને ન પોતાનું કાર્ય, સેવે સદ્બોધ દઈને સમાજ.
જ્ઞાન મેવો રોગીને દે છે, રોગ ફરી નવ દેખા દે છે;
તેની સાદાઈ ધરવી ન સ્હેલ, પાદસ્પર્શે કાપે પૃથ્વી મેલ.
તેના શ્વાસો સત્કર્મે ભરિયા, પૃથ્વી પર એ પરમાર્થના દરિયા.
તેની પ્રાપ્તિનું મૂલ ન થાય, ખર્ચતાં નવ ખૂટી જાય.
થાય ધર્મ સહજ વીણ ભાન, પ્રભુમાં વહેતુ જીવન નિદાન;
દેહની તેને નવ દરકાર, અર્પતાં તે લગાડે ન વાર.

(૧) પ્રારબ્ધ એ ગત જન્મના પુરુષાર્થનું ફળ છે. જન્મ, કાર્યની સફળતા કે વિફળતા એ પ્રારબ્ધ. પુરુષાર્થ=કર્મપ્રવૃત્તિ. પ્રારબ્ધ અને પુરુષાર્થની સાંકળના અકોડા એવા જોડાયલા છે કે તે છૂટા પાડવા કઠણ છે. ઉભય કર્મરૂપજ છે. બીજાંકુર ન્યાયે કારણ કાર્ય ભાવે તે અનાદિ પરપરારૂપ છે.
(૨) જ્ઞાનીના કરેલાં પુણ્ય, તેમને જે આદર કરે તેમને મળે છે. જ્ઞાનીની નિંદા કરે, તેમને તેનાં અનિચ્છાએ થએલાં પાપ મળે છે

જે અત્તરથી મ્હેકાવે અંગ, શોભાવે રમ્ય વસ્ત્રે ઢંગ;
કમાણીથી ખર્ચ દોઢો હોય, તે શું અન્યનું દળદર ખોય.
ચ્હેન પડે ન જરા ખામી હોય, બ્હારના આડમ્બરમાં મ્હોય;
આવી આસક્તિ જે દૃઢ ધારે, સંતકૃપા[1] દૃષ્ટાંતે નિવારે.
ઉકરડે ઉગ્યો ફૂલનો છોડ, તેનો જૂજ હોય ઉપયોગ;
પુષ્પની પરિમલ સઉ ડૂએ, દુષ્ટ સગે કદર કો ન બૂઝે.
એ મૂકાય ઉદ્યાનની મ્હાય, શોભા સુગધ તેની દીપાય;
ત્યમ રોપી તિતિક્ષા હોય, ભક્તિ વાડી મહિ તે સ્હોય.
તેથી થાય પરમાર્થે લીન, મન બુદ્ધિ બને આધીન;
તપસ્વી ન ગણે એ પીડ, માણે આનદ તે આત્મ ક્રીડ.
થઈ રહે તે સર્વ સંપન્ન, સૌનાં ટાળે ઉદયમા વિઘ્ન;
પર દુઃખ તે ભાંગે સુપ્રીત, સહી દેખાડે સહેવાની રીત.

**રંભા—**

કઈક ગામની પીડા ધરે, નિજ જે ન નિવારી શકે;
મિથ્યા દુર્બળ મનમાં મુઝાય, પર શ્રેય શું તેથી થાય.
મળે સ્ત્રી ન પળે તે વન, જેનું લૂટાયુ હોયે ધન;
જેને કર્કશાએજ નસાડયા, ખાંડી પરિવારે હોય ભગાડયા.
જેને માતા સાવકી હોય, સ્ત્રીવશ જનક ન પ્રેમથી જોય;
જેનાથી મ્હેણાં નવ સહેવાય, તેતો ઘર ત્યજી સ્હેજે પળાય.
ભૂખે મરિયા મળી નવ કોડી, તે તો વનમાં જાયે દોડી;
જેણે કીધા હોય જન દ્રોહ, હોય પ્હેરવાં પડિયાં લોહ[2].
જેને કીધા હોયે દેશપાર, જેને હોય કલંક અપાર;
મુખ સંતાડે વન મોઝાર, નાસે વનમાં વાંકી મૂકી પાઘ[3].

(૧) સતનો સમાગમ થતાં તેની કૃપા દૃષ્ટિથી તથા તેના ચરિતનાં દૃષ્ટાંતથી દેહની આસક્તિ અજ્ઞાનીજનોની નાશ પામે છે. (૨) બેડી. (૩) દેવાળુ કાઢયું હોય તે.

જેણે પ્રમદાનો ગ્રહ્યો ન પાણિ, કીધી જેણે ન આર્વાન શાણી;
નરની ચતુરાઇ ને ધિક્કાર, જેનો નારી આગળ નવ ભાર.
ધર્મ ચારિણી વીણુ સંસાર, એક ચક્રીણો રથસાર;
ગતિ એથી કદાપિ ન થાય, એટલો અવગતે જાય.
સતી હોય જો ગૃહમાં નાર, ગૃહ થાએ તેનું ઝગઝગાર;
ગૃહ યજ્ઞ રુડી રીત થાય, પુત્ર આપે નર્ક ભય જાય.
સાધ્વી સાત પેઢીને તારે, વણુ પરણ્યો કુળ બુડાડે;
એથી સર્વે સુખિયા થયા, કુંવારાજ રઝળતા રહ્યા.
જેને મળતી કન્યા નાહિ, રહે વિમાસતા મન માંહિ;
નિરખે મિત્ર ગૃહસ્થનું સુખ, બળે અંતર સ્ત્રીની ભૂખ.
એવા કુવારા કે વિધુર, ઘેલા કન્યા [1]ગણે આતુર;
સાંભળે ધારેલીનો વિવાહ, મોઢું વિકાસી રહે હતાશ.
ખોળતાં રાખે દેશ ન બાકી, રહે ધીરજ ન વહી વય ચાલી;
બ્રહ્મચર્ય નહિ જળવાય, આમતેમ બહુ અથડાય.
દીસે દુર્બળ શું બળવાન, [2]કીડો કરડી ખાયે વાન;
ચિત્ત વિદ્યા વિલાસે ન લાગે, લલિતાની લીલા દિલદાઝે.
થાય ભોજન બહુ મિષ્ટાન્ન, વૃત્તિ રાખી શકે ના સ્થાન;
દૂર ભીતિ લજ્જા ખસી જાય, ધૂમ્ર દુર્વૃત્તિ દેહે ભરાય.
સ્ત્રીની સાથ વસી કંઈ ભણ્યા, રહ્યા અભણ છતાં વણપરણ્યા;
કુંવારાઓ જ વિદ્વાન હોય, નથી નિશ્ચય અનુભવી જોય.
માટે કરો આ પાણિ ગ્રહણ, લગ્ન સુખનું પ્રતિપાદન;
પરણી સંતતિને ઉપજાવો, રાજ્યનાં બળને વધરાવો.
યુદ્ધે કુંવારાને પ્હેલો કાઢે, પરણ્યાને મિષ કંઈ હાથ લાગે;
સુખ ભોગવે યુગલ કેવું, [3]ખ્યાલ આવે અનુભવે એવું.

૧ કુંવારી કન્યાની સંખ્યા ગણે છે અને તેમાથી કઈ કઇ મળી શકે તેમ છે તેનો ખ્યાલ બાંધે છે. ૨ સ્ત્રીની અભિલાષારૂપી. ૩ તેનો અનુભવથીજ ખ્યાલ આવે એવું.

મારા જેવી ન મળશે વામ, [1]જાઇશ રહેશે ન દેખાડો હામ;
પશ્ચિમ બુદ્ધિ બ્રાહ્મણ હોય, પછી પસ્તાઈ વિચારી જોય.

શુક—

જેને માંડવો હોય સંસાર, ભલે ખાધે બેસાડે નાર;
કરવું ચૂર્ણ મારે ભવ ચક્ર, ના માયાનું ન ગ્રહું બીજું વક્ર.
મારે કરવી નથી ગતિ ક્યાંય, [2]પૂર્ણમાં આંહિ પૂર્ણ સમાય;
[3]એક જીવે નિત્ય સુખરૂપ, દ્વૈત ભૂત ભરાયે દુઃખ.
મારું છે ગૃહ મગલ ધામ, સતી સદ્‌બુદ્ધિ છે નિષ્કામ;
બ્રહ્મ યજ્ઞમાં દે છે સહાય, જ્ઞાન પુત્ર દઈ હરખાય.
મને મળી પતિવ્રતા એવી, કુળ ઉદ્ધારનારી એ કેવી!
પરણી, તો ચૂડો ભાંગીને બેસે, આવે સાથ ન હજુ મોજ લેશે.
આતો રહેછે સદા મુજ મ્હાંય, એને અવગણી કયમ બીજી થાય;
કુંવારા જો ધર્મે રહે, સ્ત્રીની આંકાક્ષા જો ત્યજે.
પાળે દઢ મનથી બ્રહ્મચર્ય, કુળ–દેશ તારે બને વર્ય;
કરી સરસ્વતી ને પ્રસન્ન, નવું ભણવું છે નિત્યનું અન્ન.
તેની વિદ્યા ફળવતી હોય, [4]કટિનું દુઃખ તે નવ રોય;
તેની શક્તિ ઝરો છે અખૂટ, કરશે વિસ્મિત વિશ્વને શૂર.
મન પસંદ વિદ્યાને પરણે, સુખ વિષયનું તૃણ ગણે;
વિદ્યાસકત સદા દઢ મન, ગાળે પર ઉપકારે જીવન.
દેતા સદ્‌બોધ શિષ્ટાચારે, વાણી કર્મતણા એકાચારે;
ભોગવે દીર્ઘાયુ બળવાન, બધુ રક્ષે તત્પર પ્રાણ.

૧ તમે જે ઉપર ઉપરથી મારી ઉપેક્ષા કરવાની હિમ્મત દેખાડો છો તે હું જઈશ એટલે રહેવાની નથી અને મારી ઝંખના કરશો. ૨ પૂર્ણ પરમાત્મામા અહિંજ પૂર્ણ આત્મા સમાય છે, એકપણુ પામે છે. ૩ એકત્વ एकमेवाद्वितीयम् મા દ્વૈતની માન્યતારૂપ ભૂત જેમા ભરાય છે તે દુખી થાય છે. द्वैताद्भयम् ૪ તેનું શરીર સશક્ત હોય.

કરે ધારેલાં સહેલે કામ, ખોદે નવાં શાસ્ત્રોની ખાણ;
દ્રવ્ય અમૂલ આગળ ધરે, કટિબદ્ધ દેશ ઉદ્ધરે.
સાધુ સદ્ગતે એવા ગયા, પરણ્યા કૈંક ને પુત્ર ન થયા;
મોક્ષ તે શુભ કર્મે પામ્યા, ઇશ સેવી સ્વધામ સધાવ્યા.
વિષયીના દેહ અધવચ ગળિયા, સ્ત્રીને ખાંજરે નાંખી પળિયા;
ભણ્યાંનો શ્રમ મેળવ્યો ધૂળ, માતપિતા દુઃખ [1]દેવે કૂલ.
બહોળા પરિવાર દરિયે ડહોળે, ડૂબિયા કંઇ તરણું ખોળે;
પાર પહોંચવાની રાખી આશ, બહુ અધવચ પામ્યા વિનાશ.
કંઇક છોડીને થાકી નાઠા, નહિ ભાળે ફરીને પાછા;
એવી સ્થિતિ ન ઇચ્છું હુંય, સુખ તારા થકી મને શુંય ?
વસ્તી વધારનારાની કાંઇ, નથી ન્યૂનતા આ જગમાંહિ;
પાળી ધર્મ કુંવારા રહે, એવા વિશ્વમાં બહુ ના મળે.
પરણે નહિને બને સ્વેચ્છાચારી, તેનાથી ભલું કરવી નારી;
પરણ્યાનો તું ઇચ્છે જે[2] ઉગાર, તેનો સ્ત્રી પણ કરશે ધિક્કાર.
યુદ્ધ માટે પ્રથમ જે ચૂંટાય, તેનું સાર્થક જીવન ગણાય.
તું જે સુખનાં કરે છે વખાણ, યૌવન જાતાં થાયે તેની હાણ.
સુસ્થિર સુખ નવ તુજથી મળે, ભેરવાયો તે સુખથી ચળે;
ભરે સૌંદર્યે અન્યને મોહ, ચટશે મેલ હશે જે લોહ.
મારે તારું નથી કંઈ કામ, [3]ઇષ્ટદેવે પ્રજાળ્યો છે કામ;
મારાથી તું સુખી નવ થાય, મારી સાથ રહી પસ્તાય.

૧ દેવાંમાં. ૨ પરણેલાને યુદ્ધમાં નહિ જવાનું બહાનું મળી આવે છે તે. આવું બહાનું કાઢી જે યુદ્ધમાં નહિ જાય તેનો તેની સ્ત્રી પણ બ્હીકણ ગણી તિરસ્કાર કરશે. ૩ સર્વ બ્રાહ્મણોના ઈષ્ટદેવ શંકરે કામદેવને બાળી મૂક્યો છે, એટલે મને તેનો ભય રહ્યો નથી; અથવા મારા ઇષ્ટદેવે મારી વિષયવાસના દૂર કરી છે. હિંદુઓ પંચાયતન પાંચ દેવોમાંથી ગમે તે એકને પોતાના મુખ્ય દેવગણી તેનું આરાધન કરે છે. ગણપતિ, શક્તિ. શંકર, સૂર્ય અને વિષ્ણુ, એ પાંચ દેવો.

બ્રહ્મ બુદ્ધિ [1]અપૂર્વજ હોય, પૂર્વનું [2]તમ પસ્તાઈ જોય;
દ્વૈત વાસના મારી બળી, તારી મહેનત ધૂળમાં મળી.

રંભા—

કરગરી કહુ છું કરો અંગીકાર, સુખ પામશો અપરપાર;
ધર્મ પાળીશ રૂડી રીત, જન્મ મરણની તૂટે ભીત
હું તમ અનુકૂળ રહીશ આધીન, ભોગની સ્પૃહાથી છું વિહીન;
તમે કરતા રહેજો કીર્તન, નૃત્યે દેવ કરું સુપ્રસન્ન.
કરું હાજર હું તમ ઈષ્ટિ, ગાન જાણું સમર્થ સુમિષ્ટ;
તપથી ધરો પામવા આશ, આણું તમ આગળ હું પ્રકાશ.
નવ કહું તમ સાધના છાડો, ગ્રક્ષુ દેહ તમારી હું દહાડો;
મુજથી કંઈ નવ થાશે વિઘ્ન, મને સ્વીકારો તાપસી સુજ્ઞ.
સ્ત્રીઓ સંતાપે ભરથાર, માગી વસ્ત્ર વૈભવ શણગાર;
નથી ભીતિ મારાથી કાંય, ભોગી થાકી, નહતી ન્યૂનતાય.
તમ માટે ભોગેચ્છા પ્રજાળુ, પુનઃ તે ભણી ના કદિ ભાળુ;
કરું તમારું એક ચિંતવન, તમ સેવા પામી બનુ ધન્ય.

શુક—

મારી પાસે કાલાવાલા કરે, માનિની માન શીદ ન ધરે;
જે રાખે નવ નિજ ભાર બોજ, અન્ય તૃણવત તેને જોય.
ધરે ધરાએલાને પકવાન્ન, ભૂખ્યાંની ન જમાડે જાન,
બગાડે અન્ન [3]ધર્મને બ્હાને, વિદ્યાર્થી ઉપયોગે ન આણે.

૧ રંભાએ બ્રાહ્મણને પશ્ચિમ બુદ્ધિ કહ્યા તે શુકમુનિ જૂદા અર્થમાં માન્ય રાખે છે. અપૂર્વ=પૂર્વ નહિ તે એટલે પશ્ચિમ–એક અર્થ. અપૂર્વ–પહેલા પ્રકટ થએલી નહિ તે. ( original ) નવીન શોધ કરનાર–બીજો અર્થ.
૨ અજ્ઞાન–પાપ–ભૂલ ૩ મંદિરોમાં મોટા ભોગો ધરાવીને.

મારી અગ્રે વૃથા કરગરે, તારી ઇચ્છા ભલા ભલા કરે;
તેના જઇને મનોરથ પૂર, તેની પાસ ચટાવે તું ધૂળ.
ભોગ ઇચ્છા પૂરી થઇ હોય, ધર્મમાંહિ તું જો સુખજોય;
ભવફેરાનો અંત જો ઇચ્છે, સત્કર્મની બૂજ જો પ્રીછે.
બળ્યા હોય જો હૃદયના વિકાર (થઇ) વશ ઇંદ્રિયની સૂત્રધાર;
ચળવિચળ ન હોયે મન, ઇચ્છે ઈશનું નિત્ય સેવન.
ધાર્યું શીળ જો હોય અડગ, ભરે ધર્મ બ્હાર નવ ડગ;
ભય પુરુષનો નવ ધરે, જોવા મલિન નહિ મન કરે.
એવી તત્પર બળ યુક્ત હોય, શ્રેય માર્ગ કહું પળી સ્હોય;
તારી સહાય ન જોઈએ મારે, ઇચ્છું તું તારુ સંભાળે.
સ્ત્રીને દર્દીની કર જઇ સેવ, વનિતા વર્ગને ગણ તુજદેવ;
વિધવાના કર દુઃખ તું દૂર, વાપર લક્ષ્મી પરાર્થે પૂર.
પરમાત્માના સુદર યશોગાન, ગાતાં શીખવ સહ તાલમાન;
સૌને કર સદ્વિદ્યા પાત્ર, તું તો થાશે સર્વત્ર વિખ્યાત.
કરશે અજ્ઞાન સૌનાં દૂર, થાશે કલ્યાણ તારુ જરૂર,
સુંદર તે જે કરે સુંદર કાર્ય, શુક્તિ [1]રજતથી મૂર્ખ લોભાય.
સખીઓ ઉપયોગી થાય, તુજ સાર્થક જન્મ વીતાય;
મુજ દૃષ્ટિમા તુ છે કેવી, સાંભળી તું થશે જડ જેવી.
તું છે પુતળી રુધિર માંસ કેરી, અતિ દુર્ગંધીથી ભરેલી;
તેને મોહથી રાખે જે પાસ, તે તો આમંત્રે ઘેર વિનાશ.
તું તો છે લોહીની ચૂંસનારી, નરનાં નૂર ખરે હણનારી;
મદિરાને જે ગણે સુખકર, તેવા જ પ્રસારે તુજપ્રતિ કર.

૧ શીપદૂરથી રૂપાં જેવી ભાસે છે તેમ ઉપર ઉપરથી સંસાર સુદર દીસે છે, તેમા પશુ જેવાં અજ્ઞાની મનુષ્યો મોહ પામે છે.

બીજા ને તું કરતી નોકર, [1]તુજથી સેવા નહિ સુકર;
નથી મારા ફરી વળ્યા ભોગ, ભોગ તુજ ગ્રહુ ભવરોગ. ૯૬૦
હું તો ઇચ્છુ સદૈવ એકાંત, સુખ જાય સાથે હોએ કાત,[2]
શાતિરૂપ સમાધિમાં રમું, અન્ય હોય પ્રવેશ ન કહુ.

રંભા—

પચ ભૂતની નરનારી દેહ, ઉપયોગી અન્યોઅન્ય તેહ;
એમાં દોષ શું મુજમાં ખાસ, અમથી ભોગવે સુખ ઉલ્લાસ.
[3]પતિ પાસ ન બોલીએ વેણ, રોગ વ્હોરવા કયમ કરે ચ્હેન;
પતિ આણે અમશું ઉલ્લાસ, ધર્મ પૂરવી તેમની આશ.
માદા પતિ મસ્તકને દબાવે, તમને તે સુખ ખ્યાલ ન આવે,
ભૂલ થાય છે મોટી તમારી, મને સમજો સામાન્યજ નારી.
મારી દિવ્ય છે નાજુક દેહ, ભાગ્યશાળી તમો અર્પુ તેહ;
મેદ માસની મુજને કહી, માંહિ દુર્ગંધી બહુ ભરી. ૯૭૦
નથી એવી હું સ્વામિ ખરે, મને જૂએ રાધા શ્યામ ભૂલે;
ચીરી ઉદર દેખાડું મારુ, મ્હેક ઉડે કસ્તૂરીની વારુ.
નમ્ર તેજ ભર્યું છે મ્હાંય, નેત્રમા અમૃત રેડાય,
મુજ આંખે ઝળઝળિઆં ભરાય, રખે ઉપેક્ષો મુનિરાય.
મને જો ન ગ્રહો હે છબીલા, ઇચ્છા પૂરો ન જો જ્ઞાનલીલા,[4]
પાડી દેહ બનું મૃતશિલા, પછી પસ્તાઇ બનશો બ્હીલા.

શુક—

તું દેવાંગના દીસે સ્વર્ગીય, શા માટે ઉતરી તુ પૃથ્વીજ,
તારાં છે ખરેખર રમ્યગાત્ર, તારી આગળ હુ કોણ માત્ર

૧ તારાથી સેવા થઈ શકશે નહિ. નોકરથી કામ કરાવવાને ટેવાયલી સ્ત્રીથી અન્ય સેવા શું થઇ શકે? ૨ સુદર સ્ત્રી. ૩ પતિ પાસ સ્ત્રી રતિની ઈચ્છા દર્શાવતી નથી પરતુ પતિ કામાસક્ત થઇ કઇ કઈ ચાળા કરી સભોગથી રોગ આમત્રે છે. ૪ જ્ઞાનના વિલાસો કરવાની, જ્ઞાની પતિ-પત્ની જેવું જીવન ગાળે તેવું જીવન વ્યતીત કરવાની.

મારી દેહ હું ગંદી ગણું, તેનો [1]અધ્યાસ હું નવ ધરું;
બીજી પર કયમ પ્રીતિ થાય, જેને તિરસ્કાર નિજ કાય.
ઇચ્છા ત્યજ તું મને ગણે ભોગ્ય, દિવ્યતનુ ! હું નહિ તુજ યોગ્ય;
કયુગલમાં સુખ નવ હોય, અભણ પતિ ને ભણેલી રોય.
બાળ કાંતને યુવતી નાર, દિવ્ય સ્ત્રી તું, હું અલ્પગમાર;[2]
જાઈ વર કો દેવ પ્રતાપી, પુણ્ય આદર્યું આકાંક્ષા ધારી.
કરે આત્મહત્યા શું કામ, તે શું કરિયુ છે નીચુ કામ;
નથી એસીકલ બદનામ, [3]ડાઘ પડિયો ધોવો શુભ કામ.
પાપ પશ્ચાત્તાપે પીગળાય, પુનઃ કરિએ ન, પુનિત થવાય;
દુઃખ બે ઘડી આવેને જાય, કરે કાયર આત્મહત્યાય.
છેલ્લી તને કહી દઉં વાત, જેથી થાય તનેજ નિરાંત;
ફરી બોલાય બીજું ન વેણ, પળે શાહુકાર પતાવે દેણ.
મોહ પામ્યો ઉદર દેખી તારું, પ્રભુ પાસ હું કરગરી માગું;
બીજો જન્મ રાખ્યો હોય મારો, માતા ! પુત્ર કરો મને તારો.
રમ્ય ઉદર મળે ગર્ભવાસ, નહિ હોય કશ દુઃખ ભાસ;
સીધાવો કહું આજ હું પ્રણમી, સુખ દેજો થઈ મુજ જનની.
પણ પૂછું હું એટલું કહો, શ્રમ શા માટે આટલો સહ્યો;
સુણી મનમાં લાજી અતિ શ્યામ, કીધું વદન નીચુ અભિરામ.
સૂઝે શબ્દ ન બોલવો એક, સ્થિર થઈને ઉભી છે છેક;
આંખ બીડી બે હાથને જોડયા, જીભ કરડીને હોઠ મરોડયા.

૧ આસક્તિ–આત્મા જે દેહથી જૂદો છે તેને દેહરૂપ માનવો એ દેહનો અધ્યાસ–દેહનું તાદાત્મ્ય હુ દેહ છું એમ માનવું તે. ૨ ગ્રામ્યજન જેવો અરસિક. ૩ કદાચ ભૂલથી ડાઘ લાગ્યો હોય તો તે ધોઈ કાઢવો એ સારૂં કામ છે.

**રંભા**—(પોતાને)

વહેવા માંડ્યું પસ્તાવાનું પૂર, મેંતો જીંદગી કીધી ધૂળ;
બાળ બ્રહ્મ છેતરવા આવી, કીધી દુર્બુદ્ધિ રે દુષ્ટ ભાવી!
માગ રે મહી! આપો સમાઉં, શ્યામમુખ દેખાડી લજાઉં;
મારી જીહવાશતધા[1] ચીરાઓ, પડો વિદ્યુત શત[2] વપુ બાળો.
વાઓ વટોળિઆને ભમાવો, વાવાઝોડાંમા તૃણ શું ઉડાવો;
રેલ વમળે ઘુચાઈ ડૂબાવો, બળતા પ્રવાહમાં ઘસડાવો.
અગ્નિ જ્વાળે લટકાવી મૂકો, છિદ્રે છિદ્ર મારો મોટી ચૂંકો;
મને જીવતાં ગીધજ ચૂંટો, દેહ શિયાળવાં મૂજ લૂટો.
કાપો નાક ને કુબડી કરો, લૂલી ઠૂંઠી તોતડી ફરો;
ભ્રમિત ચિત્ત સર્વત્ર પ્રલાપો, બ્રહ્મ દ્રોહી દશા આ ભાળો.
અમસરખીએ કંઈને લડાવ્યા, સાધુ તપસીને લપસાવ્યા;
કંઈને કીધા [3]નિષ્કિંચન, [4]ઉચા ચઢિયાં દર્પે લોચન.
રૂપના અભિમાને હું ડૂબી, મારી બુદ્ધિ થઈ ગઈ કૂડી;
અભિમાની તે કો જશ રળિયો, જાતે કુમૃત્યુ કર્દમ કળિયો.
મને આવી ન લેશ જ શરમ, ધોઇ નાખ્યા મેં સર્વ સુકર્મ;
સ્વાર્થી પારકી બુદ્ધિએ વાહી, વીણ વિચારે આવી આહિં.
કર્યું સાહસ મેં નીચ ખોટું, હાવે મિથ્યા પસ્તાવામાં લોટું;
અવિચારે કરે જે કાંઈ, તેની દુર્દશામાં ન નવાઇ.
મિથ્યાવાદ કર્યાં મુનિ સાથ, ગણિકાથી ભૂંરી મુજ જાત;
ન તે શીકારે નીકળી પડે, સ્વીકારે જે જઈ ગૃહ ચઢે.
મેં તો મર્યાદા સર્વે છોડી, વરવા વિનાશ આવી દોડી;
બની ઉદ્ધત આબરુ ખોઈ, મુનિને મળવા શીદ મોઈ.
ઇંદ્ર ઉપર ચઢી અતિ રીસ, મુખ ફરીં ન જોઉં સુર ઇશ;
આવા દીઠા ન મેં મુનિ બાળ, પીડયા કરી મેં આળ પપાળ.

૧ સો પ્રકારે. ૨ સોસો વીજળીઓ પડી મારા શરીરને બાળો. ૩ ધનહીન.
૪ બીજી અપ્સરાઓના વિજયથી અભિમાની બની મે આ સાહસ કર્યું.

સિંહ હણતા ન હસ્તીની નાર, મારો તેથી થયો હ્યાં ઉગાર;
મુનિ ! વાક્ય છે તમ સઉ સાચાં, મિથ્યા દૂષિત કરીમેં વાચા.

**રંભા—**

સૌમ્ય દીસો દયાળુ વિનીત, કહ્યું કંઈ કંઇ ન બનિયા કુપિત;
વિચાર્યું ન દેવા મને શાપ, તેથી આજે બચી મુજ જાત.
ક્રોધ અભિમાન કીધાં વશ, ગાશે શું જન રે તમ જશ;
બીજા હોત ઋષિ સાથ કામ, છૂટી હોત ન સ્હેલથી આમ.
ભોળવ્યા કઇ હમારી જાત, અસાધારણ છે તમ વાત;
આપી હિમ્મત તેથી વહુ, ક્ષમા કરો સાધુ કરગરું. ૧૦૩૦
ઇંદ્રને ભય લાગ્યા તમારા, ઇંદ્રાસનના ગણ્યા ઇચ્છનારા;
શ્રેય માટે કોઈ તપ કરે, ઇર્ષાળુ મન શકા ધરે.
રખે કો ચઢે મારા થકી, મુજથી અધિક થવા કો મથી;
કરે પ્રયાસ તે ન સ્હેવાય, દુઃખ ઇર્ષ્યાળુનું ન કથાય.
સુખ પારકુ જોઈ બળે, સારો અન્ય જુવેને પ્રજળે.
નહિ થાય સુકર્મ જે હાથ, રાખે અમ શાં દુર્જન સાથ.
બીજાને પાડવાનો પ્રયાસ, વધ્યો છે તેમાં બુદ્ધિ વિકાસ;
ઇચ્છે સર્વથી રહેવા મોટો, વિશ્વે તેનાથી બીજો ન ખોટો.
પૂર્વ પુણ્યે બળ સંપત, ખડકે પાપના તેથી પર્વત;
નહિ પરલોકનું સુખ સાધે, જીવન નૌકાને ખડકે લાધે. ૧૦૪૦
અન્ય ડૂબાવવા જાતે ડૂબે, પરનાં બાળવા નિજ ઘર ફૂંકે;
જાત કષ્ટ ને માણે મોજ, તેથી થાય જો પરનો દ્રોહ.
વિઘ્ન કરવા મોકલી મને, સ્વાર્થી સ્વહિતે અંધજ બને;
નારી જાત ફુલકણી હોય, કરવા જેવું ન વિચારી જોય.
તેથી સાહસ મેં આ કીધુ, તમને વૃથા દુઃખ મેં દીધું;
મારો કરજો ક્ષમા અપરાધ, કીધાં માત પિતા કુળ ખ્યાત.
રંભા નામ સુણ્યું હશે તમે, ઉભીછું દીન હું તમ કને;
મોહ પામ્યા તમે ન લગાર, મારો ઉતાર્યો મદનો ભાર.

માનું છું તમ અતિ ઉપકાર, સમજાવી સત્ય કીધો ઉદ્ધાર;
તમ આશય ઉચ્ચ અપાર, ભોગી ઇંદ્ર શું સમજે લગાર.
કરું સાષ્ટાંગ તમને પ્રણામ, થાય પુનિત કરે ગુણગાન;
ઉચ્ચ અનુસરે તમ સુચરિત, પ્રિય વિષયથી ઉઠે પ્રીત.
બ્રહ્મચર્ય મહિમા અતીવ, શ્રેય પામે પાળે જે સુધીર;
શુક મુનિ શુણી સ્ત્રીની વાત, કીધો તેજનો લવ ચમકાર.

## છંદ મનહર

શુક—

મદોન્મત્ત મદગતિ, મતિ અલ્પ ભારે દિલ,
વન પેશી ત્રાડે કરી[1], જાણે કાળ વસે છે;
વાયુ ભક્ષી મણિધર, સર્વત્ર ફેલે પ્રકાશ,
સૂઝે તોપિ પાસે મડુક, જઈ નાદ કરે છે.
ઘુઘવાટ શુણે, વાઘનો તથાપિ મૂર્ખ શ્વાન,
વક્રપુચ્છ મૂંગુ રહે ન, લાળે મુખે ભસે છે.
અગ્નિ પાસ પતગિઉ, વારવાર અથડાય,
કેવી દશા તેની થાય, અજાણી તુ દીસે છે.
કુંભ જન્મ મુનિએ, પીધો સમુદ્ર અંજલિથી;
કપિલે નિમિશમા, સગર સુત બાળિયા.
ગૌતમે ઇદ્રને કીધો, શત ભગ ક્ષણ માંહિ,
પર્શુધરે ક્ષત્રિઓનાં વનને વિડારિયાં.
શ્રી તળાંસે વિષ્ણુ ચરણ, ભૃગુએ ઉર મારી લાત;
અતિથિ આવ્યા છે દ્વાર, પણ નવ જાગિયા.
સર્પિણી વારાહી થઈ, મગરી વળી કઈક;
ચતુરાઇ જાળાં, ઋષિ આગળ પ્રસારિયા.

૧ હાથી

બ્રહ્મચારી શિષ્ય એક, કેમ તું આવીછ આંહિ;
સ્વર્ગ પતિતણું આ છે, કપટ કળે કદા.
[1]નાકહીન કરે તને, [2]દેવેશને નામ શેષ;
શચી કેરી તારા થકી, જોવાય ન આપદા.
સૂર્ય ચંદ્ર વાયુ અગ્નિ, વરુણ યમ કુબેર;
[3]બ્રહ્મ યજ્ઞે હોમી, દેવી ના કહાવે ચૂડલા.
તારી શી અવસ્થા કરે, કહેવાય ન મુજથકી;
[4]નારી ધારી અવળેમુખ, ગર્દભે ફેરવે સદા.
વૃથા હવે કપે કાય, અયોગ્ય કરી પસ્તાય;
[5]નીચે આંહિ ઝપલાવ્યું, વિચાર્યું ન પ્હેલતે. ૧૦૮૦

ભોળવીને પિંજરમાં, પોપટ લાવીને પૂરું;
રમાડું હું ઇચ્છા મીઠી, ધાર્યું ખેલ સ્હેલ છે.
વાગરી સ્ત્રીસમ બની, પર પીડ નહિ ભાન;
દામ જશ કમાવાની, હામ છે વંઠેલ એ.
ચચુ છે કઠિણ, શુક વનમાં સ્વતંત્ર ફરે;
તુજ જાળ ભેદી નાંખે, દૃઢ છે પંખેલજે.
ક્ષુદ્ર ને હું શિક્ષા દઈ, તપ કેમ અલ્પ કરું;
પતિત દીસે છે તેને, પ્રહારુ ન પાદ હું.

૧ નાક=માન ભંગ કરે. સ્વર્ગમાથી શાપ દઈ નીચ જાતિમાં નાંખે. ૨ ઇંદ્રને શાપથી ખાળી મૂકે. ઇંદ્રનું નામ માત્રમાં અસ્તિત્વ કરે. ૩ જ્ઞાનયજ્ઞે, જ્ઞાન દૃષ્ટિએ આ સર્વે દેવો મિથ્યા જણાય છે. એ દેવો આહુતિ પામવાને બદલે હવિરૂપ બની જાય છે. ૪ સંસારની આસક્તિરૂપી મોહિનીની સ્વારી અજ્ઞાનરૂપ ગર્દભપર જ હંમેશાં હોય છે. ૫ પરલોકમાથી–સ્વર્ગમાથી, સંસારમાં આવી, જીવરૂપ શુકને આધીન રાખવાનો વિચાર કર્યો.

ક્ષમા વસી સર્વ અંગ, તેથી નીભ્યા તુજ ઢંગ;
શોધ્યું અમ [1]શરણ, તેથી ક્ષેમ વિદાય કરુ.
સાંભળ્યું તે વિચારીને, જોજે તુજ મને સાર;
કરજે તુ સૂઝે તેમ, સ્વામિનું સદા રુડું.
બચી ગઈ પળ સઘ, ભેદ જણાઈ આ જાશે;
શિષ્ય જોત જોતાં તારું, શું કરે ન કહી શકું.

### છંદ સ્રગ્ધરા

જા તારા ઇંદ્રને તુ, વિબુધ રમણી ! આ, શબ્દ મારા કહેજે,
આનંદે માણતા રહો, મુજ ભય ન ધરી, ભોગ પુણ્યે મળ્યા જે.
ના ઇચ્છુ સ્વર્ગ તારુ, સ્થીતિ મહિ અંહિ છું પર્ણકૂટી વિષે હું;
ચિંતા તારી મને છે, કયમ વધુ નભશે, સ્વર્ગ પુણ્યે વિહોણું.
ભીતિ આજે મહા છે, અસુર સમૂહની, રાજ્ય મારીજ લેશે,
કાલે કો યજ્ઞ હોમી, શતતુરગ અહિં, ભૂપ આ તખ્ત બેસે;
ત્રીજે મોટો તપસ્વી, શચી વરી કદિ લે, ઈષ્ટિનો યોગ સાધી,
છે સ્થીતિ એવી તારા, સુરપતિ તણી કો, મૂર્ખ માગે ઉપાધિ !
રક્ષે ત્રિભુવન પાળ, પાળ સત્કર્મની બાંધો,
રળવાની નવ પીડ, પીડ કામાદિ બાધો;
અનુકૂળ વિધિ, ભજ નાથ, નાથ બુદ્ધિ ભોગોની;
સાધી લે સત સંગ, [2]સંગ સ્ત્રી જડ રોગોની;
રોગ ટાળવા ભવ તણો, પ્રસગ ઉત્તમ કેળવો;
[3]ગુરુ શરણે જા ઈંદ્ર, અચળ અમર પદ મેળવો.
રભા તું ખરે અન્ય, ધન્ય છે પ્રભુની માયા,
છોડ તું તારા ફેલ, ફેલ ભક્તિ જદુરાયા;

૧ આશ્રમમાં. ૨ આસક્તિ. ૩ બૃહસ્પતિ દેવોના ગુરુ.

ધર્મ દેવનો રાખ, રાખ દુર્વૃત્તિ કરને,
બ્રહ્મચર્ય સુખ ભોગ, જોગ વિઠ્ઠલ વર વરને;
વર ધરતુ સન્યાસ, ન્યાસ પદ પર પદ પંથ જ;
ભજ ભાવે ભગવાન, કરી મુજ સ્વરૂપ કંથજ.
ચાલે મુજ ન ઉપાય, રૂપે તુજ મુજને ખુરાડે;
મને પૂરે હદમ્હાંય, પૂરાયો નવ કોઈ કાઢે.
થાઓ પૂર્ણ અભિલાષ, નૃત્ય કર પરમાનંદે;
ઉર્ધ્વ પળતાં રમણી, મુનિને ચરણે વંદે.
વદી ઇંદ્રની પાસ જઈ, દુઃખ સઉ તેનું ભાંગિયું;
નિવેદતાં વૃત્તાંત, શ્રેય ઉભયનું સાધિયું. ૧૧૨૦

૧૬૫૬૮



